આનંદના ગ્રાહકોને સાતમા વર્ષની ભેટ.

श्रीमद्यामुनमुनये नमः

श्रीमत्

# स्तोत्ररत्न એટલે आलमंदार.

—ભગવાન યામુનમુનિ વિરચિત.—

—પદ સંપુટ સટિક ભાષાંતર—

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર.

અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈશ્નવ.

મુ. અંધેરી.

સંવત. ૧૯૬૮ સને. ૧૯૧૨

અમદાવાદ શ્રી સત્યવિજય પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.

નોંછાવર આઠ આના.

આનંદના ગ્રાહકોને સાતમા વર્ષની ભેટ.

श्रीमद्यामुनमुनये नमः

श्रीमत्

# स्तोत्ररत्न એટલે आलमंदार.

—ભગવાન યામુનમુનિ વિરચિત.—

—પદ સંપૂટ સટિક ભાષાંતર—

લખનાર તથા પ્રસિદ્ધ કરનાર.


અનંતપ્રસાદ ત્રીકમલાલ શ્રી વૈશ્નવ.

મુ. અંધેરી.



સંવત. ૧૯૬૮ સને. ૧૯૧૨

અમદાવાદ શ્રી સત્યવિજય પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.


નોંછાવર આઠ આના.

श्रीमते रामानुजाय नमः

સ્તોત્રકારનું જીવનચરિત આનંદની  આ વર્ષની જ બીજી ભેટમાં છે તેથી અહીં તેમને માટે બે શ્લોક બસ છે.

यत्पादांभोरुह ध्यानं विध्वस्ताशेष कल्मशम्,
वस्तुतामुपयातोहं यामुनेयं नमामि तम्.
नमो यामुन पादाब्ज, रेणुभिः पावितात्मने,
विदिताखिल वेद्याय गुरवे विदितात्मने.

જેમની કૃપાથી આ રચાયું ને જેમના ધનથી આ છપાયું તેમને આ અર્પણ કરનાર.

—દીનદાસ.—

श्रीमते रामानुजायनमः श्रीमद्यामुन मुनये नमः ।

श्रीमत्

# —स्तोत्ररत्न.—

( અથવા આલમંદાર. )

## અવતર્ણિકા.

---

મંગલાચરણ આચાર્યસ્તુતિ–વંદનાદિ.

આ ગ્રંથનું નામ સ્તોત્રરત્ન છે. કારણ તે સામાન્ય સ્તુતિ નથી પણ પૂર્વાચાર્યના શબ્દમાં સ્તોત્રકારને વંદન કરવાથી સમજાય છે કે—

**स्वादयन्निह सर्वेषां त्रय्यन्तार्थं सुदुर्ग्रहम् ।**
**स्तोत्रयामास योगीन्द्र स्तंवन्दे यामुनाह्वयम् ॥**

ત્રયી એટલે વેદ તેના "અંત" એટલે ઉપનીષદ ( વેદાંત ) તેના "અર્થ જે" સુદૂર્ગ્રહ છે–સમજવા ઘણા કઠણ છે–તેનો સર્વને સ્વાદ દેતા થકા જેમણે સ્તોત્ર કર્યું તેવા યોગીન્દ્ર જેમનું યામુન નામ છે તેને વંદન કરૂંછું."

તાત્પર્ય કે સ્તોત્રના રૂપમાં અહામાં સાૈથી સમજાય અહેવું વેદાંત વરણ્યું છે. તે ગુરૂદ્વારા શ્રવણ કરવું જોઇએ. ગુરૂ કેવા જોઇએ તે માટે પોતાના આચાર્યને ત્રણ શ્લોકથી તેમણે વંદન કર્યું છે તે ઉપરથી આપણે સાર ગ્રહણ કરી સકીશું.

**नमो चिन्त्याद्भूता क्लिष्ट ज्ञान वैराग्य राशये**
**नाथाय मुनयेऽगाध भगवद्भक्ति सिन्धवे.**

નમો નમન છે. अचिन्त्य ચિંતવનમાં ન આવે અહેવાં–अद्भुत અદભૂત अक्लिष्ट કલેશ વગરના–સ્વભાવિક ज्ञान वैराग्य તેના राशये

રાશી છે તેને માટે **नाथाय मुनये.**–નાથ મુનિને અર્થે (જે) **अगाध भगवद्भक्ति**ના સિંધવે–સિંધુ છે તેને

**અર્થ**—અચિંત્ય, અદ્ભુત, ને સ્વભાવિક જ્ઞાન ને વૈરાગ્ય તેના રાશી અને અગાધ ભગવાનની ભક્તિના સાગર એવા નાથ મુનીને નમસ્કાર છે.

તેમના આચાર્યનું નામ "નાથમુની" તેમનામાં "જ્ઞાનને વૈરાગ્ય" તે એવાં કે જેવાં બીજામાં ચિંતવી ન શકાય, તેમ તે અદ્ભૂત, ને વળી જન્મથીજ જાણે તે મળ્યાં હોય–તેવા પૂર્વના અવતારી, તેમજ ભગવાનની ભક્તિના સાગર, એ રીતે જ્ઞાન વૈરાગ્યને ભગવાનની એટલે સગુણ બ્રહ્મ સર્વેશ્વરની ભક્તિ ત્રણે અપાર હોય તે ગુરૂ યોગ્ય છે.

તેમનામાં જ્ઞાન હોય તોજ અમારૂં અજ્ઞાન ટાળે, તે વૈરાગ્યવાન હોય તોજ અમારો મોહ ઓછો કરે, પ્રકૃતીપરનો પ્રેમ મટાડે; ને તેમનામાં–ભગવાનમાં ભક્તિ હોય, તો તે અમારામાં ભરે, સંગનો રંગ બેસે; એ રીતે પહેલું જ્ઞાન થાય, તેથી સંસાર અસાર સમજાય, એટલે તનથી લઇને તમામ તેના તેવાપર વૈરાગ્ય આવે, ને પછી અમૃત આનંદરૂપ પ્રભુ ઓળખાવે એટલે તે ભાવે, એ રીતે ખરી ભક્તિ જ્ઞાન વૈ-રાગ્યપૂર્વક ભક્તિ–કરવી ફાવે, પોતા જેવા શિષ્યને બનાવે, અમ્હારે એવા આચાર્ય શોધી તેનાવડે તેવા થવા પ્રયત્ન કરવો જોઇએ એ સાર ગ્રહણ કર્યો. તેવા મહાત્માને નમન કરવુંજ જોઇએ

ગીતી–"પ્રણમું અચિંત્ય, અદ્ભૂત, સ્વત જ્ઞાન વૈરાગ્ય રાશી પ્રત્યે,
અગાધ ભગવદ્ભક્તિ સિંધુ એવા નાથમુનિ અર્થે."

ગુરૂવિશે વધારે જાણવાનું છે તે બીજા શ્લોકથી સમજાય છે. સ્તોત્રકાર પોતાના ગુરૂને નમે છે.

**तस्मै नमो मधु जिदंघ्रि सरोज तत्वज्ञानानुराग**
**महिमाति शयान्त सीम्ने ।**
**नाथाय नाथ मुनयेऽत्र परत्र चापि,**
**नित्यं यदीय चरणौ शरणं मदीयं ॥**

**પદ—तस्मै** તેને **नमो** નમુંછું **मधुजित्** મધુને જીતનાર (ના) **अंघ्रि**-ચરણ **सरोज** કમળ (ના) **तत्वज्ञान** યથાર્થ જ્ઞાન (અને) **अनुराग** પ્રેમ-ભક્તિ ( તેના ) **महिमाना अतिशय** ( ની **अन्त सीम्ने** અંત સીમા જે છે તેને **नाथाय नाथ मुनये नाथ** એવા નાથ મુની અર્થે **अत्र** આ લોકમાં **परत्र** પરલોકમાં **च अपि** અને પણ **नित्यं-यदीय** જેના **चरणौ** બે પાદ **शरण** શરણું છે. **मदीयं** મ્હારૂં.

જે મધુજીતના ચરણકમળના તત્વજ્ઞાન અને પ્રેમના મહિમા અતિશયની અંત સીમા છે એવા નાથમુની-જે આ લોક ને પરલોકમાં નાથ હોઇને જેનાં ચરણો મ્હારૂં શરણું છે.

ગુરૂ જ્ઞાન વૈરાગ્ય ભક્તિવાળા, તે ભક્તિ ભગવાનમાં પણ-ભગવાન કોણ! બ્રહ્માના પણ વિરોધી જે મધુઆદી તેનાપર જય કરનાર-શ્રીમન્નારાયણ-મધુરૂપી રજને ટાળનાર, એટલે નારાયણના ભક્ત ને વળી ચરણકમળમાં તેમના જ્ઞાનને લઇને પ્રેમ જેમનાથી હદ-એવા એટલે સાકારના સેવકને તે પાદ સેવક એટલે પોતાને દાસ ગણનારા એવા ગુરૂ હોવા જોઇએ.

અમ્હારે અહી ને ત્યાં માટે તેના ચરણનું શરણું ગ્રહણ કરવું. એટલે તેહેના દાસ બની રહેવું. અહી તેનું સેવન સદા કરવું ને ત્યાં ગયે પણ તેમના ઉપકૃત રહેવું. અર્થાત એવા ગુરૂને વળગ્યા રહેવું. સેવા કર્યા કરવી એટલે તે કૃપા કરશે તેથી તેના જેવા થવાશે.

ભગવાનનું જ્ઞાન ભક્તિ એક વાત છે, ને તેના ચરણકમળનું તત્વજ્ઞાનને તેમાં અનુરાગ એ અતિ વિશેષ વાત છે. તેવા અનન્ય ભક્ત પ્રપન્ન તે નારાયણપરાયણ આચાર્ય હોવા જોઇએ જે સાકાર શ્રી હરિમાં અમારો અનન્ય દાસભાવ સદા સારૂં પ્રકટાવે તેવાને નમવુંજ જોઇએ.

## હરીગીત.

જે છે મહુક્રીત પદ કમળના તત્વ જ્ઞાન તણા તથા—
અનુરાગના મહીમા અતિશય તણી અંત સીમા, (સદા)
અહીંને તહીં જેના ચરણ છે સર્વદા મ્હારૂં શરણ,
તે નાથ—નાથ મુની નિમિત હું કરૂંછું (હરખે) નમન.

શ્રેષ્ટ ગુરૂ કરવા તેમની સેવા કરવી તે શાસારૂ? તેમનામાં જે જ્ઞાન—ધન છે, તે મેળવવા. તેના પ્રદાતા તે છે. તે માટે ખરેખર તો તે પુન્ય—વંદનીય છે; પોતે મ્હોટા તે પરાર્થ હોવા જોઇએ ને અમ્હારે તેની તે કૃતીનો લાભ લેવો જોઇએ ત્યારેજ તેના જેવા થવાય, તે માટે છેલ્લે કહે છે.

**भूयो नमो परिमिताच्युत भक्ति तत्व**
**ज्ञानामृताब्धि परिवाह शुभै र्वचोभिः**
**लोकेऽवतीर्ण परमार्थ समग्र भक्ति**
**योगाय नाथ मुनये यमिनां वराय.**

પદ—**भूय** ફરીને **नमो** નમન છે **अपरिमित** જે અમાપ **अच्युत**ની **भक्ति**—ને **तत्वज्ञान** રૂપી **अमृत**ના **अब्धि** સમુદ્ર તેના **परिवाह** પ્રવાહ **शुभै र्वचोभिः** શુભ વાણીવડે **लोके** આ લોકમાં **अवतीर्ण** ઊતાર્યો **परमार्थ** યથાર્થ **समग्र** એવા **भक्तियोग** જેમણે **नाथ मुनये** નાથમુની અર્થે **यमिनां** યતીયોમાં **वराय** વડાને માટે—

**અર્થ**—અપાર અચ્યુતની ભક્તિના તત્વજ્ઞાનરૂપી અમૃતસાગરનો પ્રવાહ જે **પરમાર્થ** સમગ્ર ભક્તિયોગ તે જેમણે પોતાની શુભ વાણીવડે આ જગતમાં અવતાર્યો એવા યમીમાં શ્રેષ્ટ જે નાથમુની તેમને ફરીને નમસ્કાર છે.

ભગવાન નારાયણુ તે ક્ષીરસાગરમાં પ્રકટે ને પછી ગુપ્ત થઇ જાય—એટલે વિશ્વના લયસાથે ગુપ્ત થઇ જાય એમજ નથી તે ખરેખર

તો "અચ્યુત" છે. પોતાના પરમપદમાં સદા રહે છે ત્યાંથી કદી ચ્યૂત થતા નથી ત્યાં સદાપૂર્ણ રહે છે. કોઇ રીતે વૈભવ ગુણે ચ્યુત થતા નથી તેમજ પોતાનાંને પણ ચ્યુત થવા દેતા નથી. અને તેમાં ઉ-પાય-તેની ભક્તિ-જેનું નામ "ભક્તિયોગ" તે પરમાર્થ છે એટલે તે આહી કરી રહ્યા કે પૂરી થઇ તેમ નથી તે જ્ઞાન પ્રેમરૂપ છે, કા-રણ પ્રભુ આનંદઘન છે. તે અનંતે છે એટલે અમૃતનો સાગર છે. તેનું જ્ઞાન તેનો અનુભવ તે પછી અતિઇષ્ટ મીષ્ટ ને સદા બન્યો રહે છે. તે-જેમણે પોતાની ભલી પવિત્ર ઉપકારી વાણીવડે ગ્રંથ શિષ્યદ્વારા જગતજનને સમજાવ્યો, ને તે માટે પોતે પાછા "યમીમાં શ્રેષ્ટ" એટલે અનુભવ કરનારાજ છે. સ્વાનુભવજ કહે ગયા તે આ સ્તોત્રકારને પ્રાપ્ત થયો એજ "ત્રયંતાર્થ" વેદાંતાર્થ એ અમારે મેળવવો જોઇએ. ઉપાયરૂપને, તેમાંથી ફળરૂપની પ્રાપ્તી ક્રમે કાળે થશે. તે માટે તેવા ઉપકારીને નમન ફરી કરવું અર્થાત્ તેમના તે પ્રવાહનું કર્ણસપૂટથી પાન કરવું એ અમૃત પીવાથી ખરા અમર થવાય છે. ખરી ભક્તિ પમાય છે, એ ગુરૂ કરવાનું પરમફળ છે નેં તેથી આંહી પોતાના ગુરૂ વંદન માટે પુરતી છે.

અમ્હારા માટે હાલ આંહી એજ પ્રવાહ છે એમનોજ ઉપકાર છે માટે એ ખાતે.

## હરીગીત.

અણમાપ અચ્યુત ભક્તિ કેરા તત્વજ્ઞાન સુધા તણા,  
ઊદધી અને જે યોગીયોમાં શ્રેષ્ટ નાથ મુનિ બણ્યા,  
પરમાર્થ ભક્તિયોગ સઘળો શુચી વાણી પ્રવાહથી,  
જેણે ઊતાર્યાં જગતમાં-ફરીથી નમું તેની પ્રતી.

પોતાના ગુરૂએ કહ્યું માટેજ ખરૂં, એમ નહીં. તેને બીજા પૂ-ર્વના આચાર્ય મહર્ષી સૌથી શ્રેષ્ટ વેદવ્યાસના પણ પીતાગુરૂ-ભગવાન પરાશરના કથન-વિશ્નુપુરાણ સાથે મેળવ્યું-તો તે તમામ મળી રહ્યું.

સત્ય એકજ પ્રકારનું, ને સાચા દ્રષ્ટાને સરખુંજ દેખાય છે. તેમના તે જ્ઞાન દાનનો પણ ઉપયોગ કર્યો, નિશ્ચય વિષય દ્રઢ કર્યો. તેમ આમારે પણ ગુરૂકથન શિષ્ટ સાત્વીક શાસ્ત્રથી મળી રહે તેવુંજ ગ્રહણ કરવું. તેમાં ખાસ જાણવા જોગ કેટલી બાબતો છે તે ગણાવતાથકા ભગવાન પરાશર સ્વામીને પણ વંદન કરે છે.

**तत्वेन यश्चिद चिर्दीश्विर तत्स्वभाव,**
**भोगापवर्गतदुपाय गती रुदार;**
**सन्दर्शयान्निरमिमीत पुराण रत्नं,**
**तस्मै नमो मुनि वराय पराशराय;**

**तत्वेन**=યથાર્થ **यत् 'जे चित आचित ने इश्वर,' तत्** તેના **स्वभाव, भोग अपवर्ग** મોક્ષ **तत्** તેના **उपाय, गती, उदार संदर्शयन्** દેખાડતા થકા નિરમિમીત નિર્માણ કર્યું **पुराण रत्न** (વિશ્નુપુરાણ) **तस्मै** તેને **नमो** નમન છે **मुनीवराय** મ્હોટા મુની **पराशराय** પરાશરને.

જેમણે તત્વે કરીને ચિત અચિત ઇશ્વર, તેમના સ્વભાવ, ભોગને અપવર્ગ, ઉદારગતી, એ સારી રીતે દેખાડતા થકા પુરાણ રત્ન નીર્માણ કર્યું તેવા મુનીવર પરાશરને નમન છે.

ભગવાન પરાશરે પોતે જ્ઞાનદ્રષ્ટીથી પ્રત્યક્ષ કરીને કહ્યું છે માટે તે તત્વે કરીને યથાર્થ કથન છે તેમાં મુખ્ય વિષયો જે છે તે.

ચિત—જીવ, જે દેહથી ભિન્ન અણુ નિત્ય, જ્ઞાનસ્વરૂપ, જ્ઞાનવાન, એવા અસંખ્ય છે. અચિત તેને અનાદીથી હીરાને મળ લાગેલ હોય છે તેમ બીજું તત્વ જે નિત્ય પણ વિકારી છે તે લાગ્યું છે. તેણે જીવની રશ્મીયોને ઢાંકી તેને દેહમાં,–અચિતમાં અહંભાવ કરાવ્યો છે તે. જેનું જીવો માટે બધુંજ બન્યું છે. ભોગ, ભોગસ્થાનને ભોગનાં ઉપકરણ તમામ. તેનાથી છુટે તો આત્મા શુદ્ધ મુક્ત નિત્ય પ્રબુદ્ધ થાય. એ વાત કાંઇ તેના વશમાં નથી. તે તો કેદી છે. કેદ દેનાર ઇશ્વર બેઉ

તત્વથી સૂક્ષ્મ, બેઉમાં અંદરને બહાર સદા રહેનાર, એકરૂપ, અવિકારી, અનાદ્યંત સર્વજ્ઞ, સર્વશક્તિમાન, સર્વાંતર્યામી; અનંત, આનંદઘન, આ લોક ને નિત્યલોકના એક સ્વામી. ભોગ–તે ચેતનોને તેમની ઇચ્છાનુંગુણ ધર્મ, કરાવી તેથી અર્થ, ને તેથી કામ પ્રાકૃતભોગ ચૌદલોકના અનેક યોનીમાં આપે છે તે તમામ. પણ તે કરવાને ભોગવવા. પાછા કરવા–પડે છે તેથી વધી અપવર્ગ–તેથી છેક છુટવું. એટલે જન્મમરણ શ્રષ્ટી પ્રલયમાં ન અથડાવું. પછી બે સ્થીતિ ચાહે કેવળ પોતાની પ્રાપ્તી, સ્વસ્વરૂપના અનુભવ રૂપ મોક્ષ, ચાહે તેથી પણ વધી પરમપુરૂષાર્થરૂપ પરમબ્રહ્મના અનંત આનંદથી સદૈવ પ્રાપ્તી, જે તેના નિત્યધામમાં નિત્યપાર્ષદ અચિત પ્રદેશમાં ચિતવર્ગ સદા ભોગવે છે. ત્યાં જવાની " ગતિઉદાર. " જૂદીજ છે. તેમ બીજે જઇને પાછાં પડવાની જૂદી છે અનેક યોનીમાં જવાની જૂદી છે. એવી–ગતીયો પણ તેમાં કહી છે. તે બધું સદ્ય સમજાય એવું વરણ્યું છે. તે કહેનાર મનન કરનારમાં શ્રેષ્ટ મુનીવર છે. એટલે તેમનું કહેવું પરમ પ્રમાણ છે. તેમાં **ઉપાય** પણ જેનું મન કરો તેના બતાવ્યા છે. સૌ નિત્ય ને શ્રેષ્ટનેજ ચાહે તે સ્પષ્ટતમ જેમણે કરી આપ્યું એ કાંઇ ઓછો ઉપકાર નથી માટે તેમને પણ નમન છે.

## હરીગીત.

ચિત, અચિત, ને ઇશ્વર, અને તેના સ્વભાવો, તત્વથી,
ચેતનો માટે ભોગ, ને વળી મોક્ષ, ફળ પણ અથઇતી.
તેના ઉપાય, ગતિ, જણાવવા રચ્યું રત્ન પુરાણ છે,
એવા ઉદાર મુની પરાશર શ્રેષ્ટ સારૂ પ્રણામ છે.

---

આ પ્રમાણે આ સ્તોત્રમાં વેદાંતાર્થ સમજાવતાં પોતાના આચાર્યનો અનુભવ, જગદાચાર્ય ભગવાન પરાશરનો અનુભવ ને તે પાછો દીવ્ય પાર્ષદના અવતાર એવા ભગવાન શ્રી શઠકોપ સ્વામી જેમણે શ્રી

વૈકુંઠમાંથી દીવ્ય દેહે પધારી કલીમાં શ્રીનાથમુની સ્વામીને શ્રી સંપ્રદાયનો ઉપદેશ કર્યો, ને શ્રી વૈશ્યાદીકપર પણ કૃપા કરી દ્રવીડ–દેશભાષામાં સમગ્ર વેદાંત સરલ સહસ્રગીથી નામે ગાનમાં બોધ કર્યું તેનો મુકાબલો આ બેથી કરતાં તે બરાબર મળી રહેવાથી, ઓર દ્રઢતા થઇ. બલકે પોતાના તો પરમ આચાર્યજ તે, જેનો પોતાના મુખ્ય ગુરૂને પ્રતાપ–તેથી તેમને વંદન કરી લે, એટલે સ્તોત્રારંભ સફળ થાય. સપ્રમાણ સુદ્રઢ અર્થજ વેદાંતથી ગ્રહણ કર્યાં છે એમ–સર્વ શાષ્ટોની સર્વકાળની શ્રીસૂક્તિ–જે ( શ્રોત્રીય ને બ્રહ્મનિષ્ટ ) વિદ્વાન ને અનુભવી હોય તેમની મેળવવી, તે એક કંઠ થાય તો પછી તે પંથપર નિર્ભય ચાલ્યા જવું, તેમ કર્યું છે. તે સૂચવવા તે સ્વામીને નમે છે.

मातापिता युवतय स्तनया विभूति,
स्सर्वं यदेव नियमेन मदन्वयानाम्
आद्यस्य नःकुलपते र्बकुलाभिरामं
श्री मत्तदंघ्रि युगलं प्रणमामि मूर्ध्ना

**माता पिता युवतयः** સ્ત્રી **तनया** પ્રજા **विभूति** એ **सर्वं यदेव** જે **नियमेन** નિત્ય **मत्** મારા **अन्वयानाम्** વંશના **आद्यस्य** આના ને અમારા **कुळपते** કુળપતિ **बकुलाभिराम** એ બીરદ વાળાના **श्रीमत्तत्** તેના **अंघ्रि** ચરણ **युगल**ને **प्रणमामि** નમું છું **मुर्ध्ना**—શીરષા.

**અર્થ**—જે મ્હારા વંશના નિયમે કરીને માતા, પિતા, યુવતિ, તનય, ને વિભુતિ છે એવા અમારા આદિ કુલપતિ બકુલાભિરામના જે શ્રીમાન ચરણ યુગલ છે તેને શીર્ષો પ્રણામ કરૂંછું.

ગુરૂસ્તુતિનું પ્રકરણ આંહી પુરૂ થાય છે. આ બકુલાભિરામ એ શ્રી સંપ્રદાયમાં હાલ ચાલતી પરંપરાના આદિગુરૂ છે. શ્રી વૈશ્નવ કુલના તે આદિ પતી છે. ને તેથી વૈશ્નવ માત્રના તે આદિગુરૂ ગણાય છે, ને ગણાયાં કરશે. તેમનું ચરિત્ર દિવ્ય છે પ્રભુકૃપાથી તેમના પર દેવે.

પાર્ષદોએ બકુલ પુષ્પની વૃષ્ટી કરી તેમને વધાવી લીધા, તેથી તેમનું "બકુલાભિરામ" નામ પણ પડયું છે. તેમણે સહસ્ત્રગીથી દાનને શ્રી સંપ્રદાયના સર્વ અર્થનું પ્રદાન શ્રી નાથ મુનિને કર્યું, તેથીજ યામુનમુની આ સ્તોત્રના કર્ત્તા સર્વ વૈશ્નવોનું જે ધન તે પામ્યા ને તેથી મુખ્ય પ્રતાપ તેમનો માને, તેમને છેવટ નમન કરે છે. તેથી સાર એ કે પરમગુરૂને કેવા ગણવા તેમને કેમ નમવું તે એ શ્લોકમાં શીખવ્યું છે—કરી બતાવ્યું છે.

" માતા " એટલે પાલન કરે તે ક્યાં સુધી ? ને આતો સદાપ્રિય કર છે.

" પીતા " રક્ષણ કરે તે પણ કેટલે દરજે ! ને કયાં સુધી ! આ સદા શ્રેયકર છે.

" યુવતિ " તે તો તુચ્છ—પ્રાકૃત—આનંદ દેવામાં કે ભોગમાં સહાયક, આતો દીવ્ય ભોગદેનાર " તનય " તે વૃદ્ધાવસ્થામાં રક્ષક તે પણ જીવે, ને સારો સમર્થ પાકેતો, આ તો નક્કીજ રક્ષક 'વિભૂતિ' ચોરાય, બલે ત્યારે આ સદા બની રહે એવી જ્ઞાનસંપત્તિ આપનારા, તે સર્વ અમારા વંશને, તે અદ્યાપી તેમના ગ્રંથ તેમના બતાવેલ, સુપંથ સૌસારૂ છેજ, તેમને તે ઉપકાર સમરી તેનો લાભ લઇને નમવું એટલે મન—ભાવ—પૂર્વક; **પ્રણમામી** કહ્યું એટલે વાણીથી; ને **મૂર્ધ્ના** એટલે કાયા વડે; એમ ત્રીકરણથી વંદન કર્યું એટલે તુરત સ્તોત્ર કરવાની બુદ્ધિ પાકી જાગૃત થઇ.

માથુ નમાવવાથી તે પર, શઠકોપના પધારવાનો અનુભવ થયો. શ્રીસંપ્રદાયમાં ' શ્રી શઠકોપ ' એ શ્રી પતિની પાદુકા છે. તેની તળે આવવાથી પ્રભુના પાદ—શીર્ષપર—આવે છેજ, તેમ આવ્યા કે તેનો તેમણેતો દીવ્ય અનુભવ કર્યો ને સદ્ય સ્તોત્ર કરવાના સંકલ્પનો શ્લોક એ અનુભવ સાથેજ કહ્યો. અહીંથી ખાસ વેદાંતાર્થ શરૂ થાય છે. અહીસુધી આચાર્ય લક્ષણ કહ્યું. તેનાથી જ સાચીબ્રહ્મવિદ્યા સંપૂર્ણ

રીતે મળે–હવે વેદાંતથી જે બ્રહ્મનું જ્ઞાન થવાનું તેના વિશે કહે છે. વેદાંતમાં શ્રુતિયો જેના ગુણ ગાય છે તેનુંજ ગાન આરંભે છે ને તેથી હવે વધુ સ્વાદ સાર્વોપયોગી ભાગ આવવાથી અહીં સુધીને મંગલાચરણ ગણીયે છીએ ને અહી છેવટ તે સ્તોત્રકારના પરમ ગુરૂને અમે પણ વંદન ભણીયે છીયે. કારણ અમે સ્તોત્રકારના પ્રતાપથી વેદાંતાર્થનો સ્વાદ લેશું પણ તેમને ખરો પ્રતાપ તેમના કુળગુરૂનો છે, તેથી તે અમને પણ ઉપકારી છે. પરંપરા જે બોધ દે તે ગુરૂ ઉપકારી, આ જે વાંચે વિચારે તેમાંથી જે લે તેટલા પૂરતા તેમના તે ગુરૂ, તેથી તેમને પ્રથમ વંદન કરવું યોગ્ય છે. તે દીવ્ય સર્વજ્ઞ સદ્ય જાણે પણ છે.

**હરીગીત**— માતા પિતા યુવતિ તનયને વિભૂતિ આદિ સરવ.
મમ વંશના જે હતા રહેશે અને છે–હેના સતત,
એવા અમારા આદી સ્વામી કુલપતિ શઠકોપના;
શ્રીમાન ચરણ યુગલે કરીયે છીયે શીરષા વંદના.

---

## અથસ્તોત્રારંભ.

પદ. રાગ આશાગોડી.

સ્તોત્ર શ્રીપતિનું કરીએ, સ્નેહે શુચી સ્તોત્ર શ્રીપતિનું કરીએ.
નમી શીર્ષ ચરણમાં ધરીએ, સ્નેહે શુચી સ્તોત્ર શ્રીપતિનું કરીએ.
સ્તુતિ યોગ્ય છે સૌના સ્વામી, સ્વામી અમે એ ઉચરીએ. સ્નેહે શુચી.
એજ અમારા પૂરણ કામી, ખામી નહીં રાખે જરીએ. ,,
રૂપધારી, ગુણ ગણ સંભારી, ભાવ ભીતરમાં ભરીએ ,,
સ્વામી વચન સમ સ્તવવું સ્હેલું, અર્થ ઉરે દ્રઢ ધરીએ. ,,
એને કહીયે એનાં રહીયે, બીજું બધુંએ વીસરીએ. ,,
શ્રીમન યામુન મુની વચન સમ, અનુ વદવું આદરીએ. ,,

---

" પરબ્રહ્મ "—શાસ્ત્રથીજ જે જણાય છે, તે બીજા કોઇ ઉપાયોથી નથી જણાતા માટેજ શાસ્ત્રની વડાઇ છે. તેમ તેનાથી જે જણાય છે તે માત્ર જ્ઞાન થાય છે, એમ નહીં, તેનો અનુભવ થાય છે. ને તે એટલો બધો અનુકુળ છે કે તેથી પછી આનંદની અવધી છે. વળી તે નિત્ય ને અનંત છે ખરા શબ્દોમાં શ્રીમંન્ નારાયણ પુરૂષોત્તમ એ શાસ્ત્રથી જણાય છે ને તેનો પરમાનંદ સદા તેમાં કહ્યા ઉપાય કરવાથી અનુભવાય છે. પછી પૂરી કૃત કૃત્યતા છે. પ્રથમ તેની ઓળખ બ્રહ્મજ્ઞાન, ને તે પછી તેને પામવાનો ઉપાય. એમ ક્રમ છે. સ્તોત્ર કાર સ્વાનુભવજ કહે છે પોતાના મસ્તકપર શ્રી શાર્ઙ્ગકોપ–પ્રભુના પાદ–ધારણ કર્યાં, નમવાથી પોતે તેવા સભાગી ઠર્યાં, એમ અનુભવ કરવા સાથેજ આરંભ કરે છે. અર્થાત્ નમનારને તે લ્હાવ છે.

**यन्मूर्द्धिन मे श्रुति शिरस्सुच भाति यस्मि-**
**न्नस्मन्मनोरथपथःसकलसमेति,**
**स्तोष्यामि नः कुल धनं कुल दैवतं-**
**तत्पादारविंद मरविंद विलोचनस्य ॥**

**पद**. **यत्** જે **मूर्द्धिन**—માથાપર **मे** મ્હારા **श्रुति शीरस्सुच** અને શ્રુતિનાશીરમાં **भाति** પ્રકાશે છે. **यस्मिन्** જેમાં **अस्मत्** અમારા **मनोरथ** ના **पथ सकल समेति** સમાય છે. **स्तोष्यामि** સ્તુતિ કરીશ **न** મ્હારા **कुलधन कुलदैवत**, **तत्** તે **पादारविंद अरविंद विलोचनस्य** રાજીવનયનના.

**અર્થ**—જે મ્હારા મસ્તક ઉપર અને જે શ્રુતિના શીર્ષમાં પ્રકાશે છે, જેમાં અમારા સકલ મનોરથના પથસમાય છે તે અમારા કુલધન કુલદૈવત રાજીવનયનના પાદારવિંદનું સ્તોત્ર કરીશ.

વિવેચન.–સૌને શીર ધણી છે. તે પ્રકાશીત છે તેને પછી પ્રકાશ આપનાર કોઇ નથી, પણ અમારે તેમ માંનવું એ પ્રથમ પગલું કે મ્હારે માથે ધણી પ્રકાશે છે. તે કોણ ! અનેક દેવના અનેક ભક્ત

છે તેમનાં અનેક શાસ્ત્ર–રાજસ તામસ પૂરાણ તંત્ર આદી છે, પણ પરમ પ્રમાણ–વેદ–તેમાં પણ શ્રુતિનો શીર્ષ ભાગ–વેદાંત–તેમાં જે પ્રકાશે છે, તેથી જે પરમેશ્વર સમજાય છે, તેને મેં ધણી ધાર્યા છે.

તેથી શું લાભ ! અમારા બધા મનોરથ એનાથી પૂરા થાય એવા તે છે. એટલે બીજા ધણીની અગત્યજ નહીં પડે. દુઃખ માત્ર જવાનાં ને સુખ માત્ર થવાનાં તે બધું કરી શકે–દઇ શકે છે. દીધું છે માટે "સ્તોત્ર કરીશ" ઉપકાર સ્મરવાથી વ્હાલ આવે, તે બોલ્યા વિના કેમ રહેવાય ? સ્તવન એ વાણીની સેવા છે તેથી જે બીજા તે શ્રવણ કરે તેને પણ લાભ છે, તેથી તેજ સૌથી ઉતમ કૃતિ છે. શું સ્તોત્ર કરવું ! શા માટે "તે અમારૂં કુલ ધન છે" વગર શ્રમે અમારો તેના પર દાવો છે. વડીલોના બોધ પ્રતાપે તે અમારૂં ને અમે તેના. એ સત્ય સમજાયું છે ને તેથીજ તેને "કુળ દૈવત" પુજ્ય પણ વડીલ પરંપરાથી માન્યું છે અમારી નવાઈ કે વડાઈ નથી. ચેતનમાત્રનું દૈવત ને ધન તે છે. લોકોકમાં જેમ સર્વ ધનથી ચહ્યું થાય છે તેમ આ 'ધન' થી તો ખરેખર સદા સર્વ પ્રકાર ચહ્યું થાય છે ને તેથી તેને જે દૈવત "પુજ્ય" ગણે–પુજે તે તેનાથી બધુંજ પામે, પણ બધામાં પણ જે માગવું તે–તેના "ચરણુજ" તેનું સ્તવન કરવું, સેવન કરવું એજ સેવા ધન સૌથી વધે છે, પ્રભુ પોતેજ ભોગ્ય છે ધનનો તો ઉપયોગ કરે તો 'કામ' પ્રાપ્ત થાય, પ્રભુ પોતેજ આનંદનિધાન છે, ને તેથી બીજા મનોરથ માત્ર મુંકી તેને કુળધનને ધનભોગ્ય ગણવું, ને તે મેળવવા–તેને પુજવું–દૈવત ગણી સ્તવન કરવું તે સુગમ છે; તેમાં પણ પાદસેવન–દાસત્વ અતિ સુખકર છે. કારણ પાદને 'અરવિંદ' ની ઉપમા દે છે. તે તાપહર, શીતકર, સુગંધ સુધામય છે તેનો સ્પર્શજ બસ છે શ્રીજી થયા છતાં તેનું સેવન કરે છે અમે તેનું સ્તવન કરીએ. તેમ તે કરવા દેશે ! હાલ તે પાદ મસ્તક પર આપે આવીને પ્રકાશે છે ત્યાં શંકા કેવી ! વળી તે કોના પાદ છે ! "અરવિંદ વિલોચનના" પુંડરીકાક્ષ "કરી તે શ્રુતિમાં જેનું

લક્ષણુ પ્રસિદ્ધ છે તે પરમ બ્રહ્મ પુરૂષોત્તમનાં, તેને અરવિંદની ઉપમા પણ એટલા જ માટે કે તેના સ્હામું જોતાં જ તે મીઠડાં મધુ ભર્યાં. દુખહર લાગે છે. અર્થાત્ સાકાર શ્રીહરિની કૃપાદ્રષ્ટીના પ્રતાપે તેના પાદનું સ્તવન કરવું તે અતિ સુલભ છે. જે અર્ચારૂપે અમારા મસ્તકપર પાદ મુકે તેજ અતિ વડા ' પુંડરીકાક્ષ ' વેદાંત પ્રતિપાદિત પરમ બ્રહ્મ જગતના જનના મનોરથમાત્રની પુરતી કરનાર એવો સમર્થ છે એ રીતે જે બ્રહ્મ–જે પ્રાપ્ત–તેનું સ્વરૂપ, રૂપ, સ્વભાવ, પ્રભાવ, બધું ટુંકામાં કહ્યું. જેનો સાર દેશ ભાષામાં આ પ્રમાણે.

### હરીગીત છંદ.

જે પ્રકાશે છે મુજ શીરે ને શ્રુતિ શીર્ષ વીશે વળી,
જેમાં અમારા મનોરથ સરવના પથ જાતા મળી;
જે છે અમારા કુળ તણું ધન અને કુળ દેવત બણ્યું,
હું સ્તોત્ર તે અરવિંદલોચનના પદાંબુજનું ભણું.

---

હવે પ્રત્યેક શ્લોકના આદિ અંતમાં એકેક પદ મુકીએ છીએ.

**પદ.** " પ્રભુજીરે પાપોએ મને લીધો ઘેરી " એ રાગ.

રખવાળ ! શ્રી સ્વામી સાચાં ન્યાલ કર્યા રે.
ન્યાલ કર્યાં ( ૩ વાર ) રે. રખવાળ.
ક્યાં ક્યાં ભટક્યાં, ક્યાંહી ન અટક્યાં,
પાપ આપેજ પાયમાલ કર્યા રે. રખવાળ.
ઘણી કઇ ધાર્યાં, સહુ પરવાર્યાં,
પ્યારા પતિજ પ્રતિપાલ ઠર્યા રે. રખવાળ.
મૂઢ બની મોહ્યા, અંતે બહુ રોયા,
આપજ બાપ ધનમાલ ઠર્યા રે. રખવાળ.
કીધા કઇ સગાઓ, દીઠા કઇ દગાઓ,
સ્નેહી વર્યાં તે નંદલાલ ઠર્યા રે. રખવાળ.
આધીઓ મટાડી, વ્યાધીઓ ઘટાડી,

ઉપાધીયોનાં બહુ સાલ હર્યા રે. રખવાળ.
દીઠી મીઠી દ્રષ્ટી, પીધી સુધા વૃષ્ટી,
સાધનો સુખોનાં વિશાલ કર્યા રે. રખવાળ.
અનુપતિ પ્યારા, કરશો ન ન્યારા,
ચિન્હે ચાવાં તમારાં ભાલ ધર્યાં રે.

---

**પદ.** " આજ શ્યામ મોહેલીની " એ રાગ.

ક્યાં અમે અણું ગરીબ કેવડા પ્રભુ મહા !
કેવડા પ્રભુ મહા વિચાર થાય શું અહા ! ટેક.
ચક્રવર્તી ભલે કહે, હાડ ચામ માંહે રહે,
આધી વ્યાધી અંગ સહે, મુઆ કે પુરા થયા. ક્યાં.
સુર શું બ્રહ્મા હો ભલે, દેહ તજી જ્યાં નિકળે,
મટે વડા અણું આપ, ચાહ્ય આપની દયા. ક્યાં.
જન્મ મરણ થયાં જાય, તન ત્રિતાપ સહ્યાં જાય,
અનાદિથી વહ્યાં જાય, તૃણ સમુદ્રમાં અહા ! ક્યાં.
ઇશ શું બનાવે વડા, દેવે દીસે બાપડા,
આદર દઇ રહે ખડા, " હા અમે ન એ થયા " ક્યાં.
અપારનો શું વિચાર, તે એ અનંત પ્રકાર,
કાળ વસ્તુ અને ઠાર–પાર વિનાના કહ્યા– ક્યાં.
જીવ અણું અણું મતિ, ધન્ય શ્રેષ્ઠ શીર્ષ પતિ,
અમ સમ ધારી આકૃતિ સંગીએ બની રહ્યા. ક્યાં.
એનાં, એ, સર્વ કાજ, કરે સર્વ તણાં કાજ,
કોટી અંડ તણા રાજ, કોટીના બની ગયા. ક્યાં.
અનુનીએ લીધી સુધ, સ્વામીદ્વારા દીધી બુધ,
શ્રીનિવાસને વિશુદ્ધ ભાવથી ચિત્તે ચહ્યા. ક્યાં.

---

" સ્તોત્ર કરીશ " એમ મનોરથ કર્યો, મુખે કહ્યું, પણ આદર કરવા જતાંજ અટકી પડયા ભગવાનનું બધું છે. એટલે તેની સેવા તો શું થાય ! તે માટે કયાંથી કોણે શું આણવું ! પણ તેની સ્તુતિ પ્રસંશારૂપ સેવા—જો બને તો કરવી એ સંકલ્પ પણ અસંભવિત લાગ્યો શા રીતે તે સમજાવે છે.

**तत्वेन यस्य महिमार्णव शीकराणु ।**
**श्शक्यो न मातुमपि शर्वपितामहाद्यैः ॥**
**कर्तुं तदीय महिम स्तुति मुद्यताय ।**
**मह्यं नमोस्तु कवये निरपत्रपाय ॥**

**तत्वेन**—યથાવસ્થિત **यस्य** જેના **महिमा**ના **अर्णव** સાગરના **शीकर** ફોરાના **अणु** ભાગને **शक्यो न मातुमपि** આપવાને પણ સમર્થ નથી **शर्व**—શીવજી **पितामहाद्यैः** બ્રહ્મા આદી **कर्तुं** કરવાને **तदीय** તેના **महिम** મહીમાની **स्तुति** ને સારૂ **उद्यताय** તૈયાર થયેલ એવા **मह्यं** મને **नमोस्तु** નમન જ છે **कवये** કવિને **निर-पत्रपाय** નિર્લજને.

અર્થ—તત્વે કરીને જેના મહિમાના સાગરના ફોરાના અણુ ભાગને માપવાને પણ શ્રી શંકર બ્રહ્મા આદિ સમર્થ નથી, તેના મહિમાની સ્તુતિ કરવાને ઉદ્યુક્ત થયેલ એવા નિર્લજ્જ કવિ—મને—પણ નમસ્કાર છે. !

વિવેચન—જે હોય તેથી વધુ કહે તે સ્તુતિ ગણાય, પણ આ પ્રસંગે તો એના મહીમાના સાગરના લેશના લેશ ભાગને શીવ બ્રહ્મા માપી શકતા નથી એટલે પુરો મહિમા તો કયાંથીજ જાણી શકે ને તે ઉપરાંત તેને પછી શા રીતે વખાણી શકે ? એવડા મ્હોટાની જ્યાં એ ગતિ ત્યાં તેનીજ સ્તુતિ કરવાની મ્હારી હિમતને પણ ધન્ય છે ! અર્થાત્ આ મ્હોટી ભૂલ થઇ કે પ્રભુના મહિમાનું સ્તવન કરવા પ્ર-

તિજ્ઞા કરી, તે બની શકે એમ નથી. કોટી અંડમાના એક અંડના અલ્પ કાળના બ્રહ્માદિ તે સમગ્ર અંડોના સદાના સ્વામીની સકળ સમૃદ્ધિ કેટલી તે પણ શી રીતે જાણે? તે જેવા તેની પાસે તુચ્છ તેવો જ ચૌદ લોક પતિ પિતામહ પાસે એક મનુષ્ય અલ્પ ! તે કેટલા કાળનું કેટલુ જાણે ! ત્યાં સમગ્ર સર્વેશ્વરના મહાત્મ્યનું ક્યાં જ્ઞાન ! તે પર વળી સ્તુતિનું મન !

તાત્પર્ય— પરમ બ્રહ્મ નારાયણ એવડા છે કે તેના અલ્પના અલ્પ મહિમાને ઇતર મ્હોટા દેવ નથી જાણી સકતા એટલે એ રીતે સર્વેશ્વરના મહિમાનો તેમની સાથે મુકાબલો જ થાય તેમ નથી ત્યાં તેમનો મુકાબલો કેવો? જેવા બ્રહ્મા આગળ અમે અલ્પ, તેવા શ્રીમંત નારાયણ પાસે બ્રહ્માદિક અલ્પ છે. એ રીતે એક જ અદ્વિતીયજ સત્ય મહીમાવાન છે એ દ્રઢ છે.

તેમ તેને પામવા તેને પ્રસંન કરવા તેની બીજી સેવા તો રહી પણ સ્તવન–કવન–ગુણગાન પણ પામર પ્રાણીગોથી બની શકે તેમ નથી એ રીતે ઉપાય કરવાના આરંભમાંજ સર્વની અયોગ્યતા ઠરે છે ત્યાં તે પુર્ણ કરી તેને પ્રસંન કરી તેને સદા પામવાની શી વાત! પ્રભુનું પરત્વ ને પ્રાણીગોનું તુચ્છત્વ પ્રસિદ્ધ છે તે લક્ષપર આણ્યું–માંન્યું તેવુંજ કહી દીધું કે.—

## હરીગીત.

જેના મહાત્મ્ય રૂપી ઊદધીના બિંદુના અણું માત્રને,
તત્વે કરીને માપવું અજ શીવ થકી પણ ના બને;
તેના મહાત્મ્ય તણી—વળી—કરવા સ્તુતિ ! હું સજ થયો,
એવા કવિ લજ્જા રહિત હા ! મને પણ હા ! નમન હો.

## પદ. " કાફી "

કરીયે કેમ વિચાર હરિ ત્હારો કરીયે કેમ વિચાર,
શ્રુતિથી સમજ્યા પાર નથી કોઇ વાતે. કરીએ કેમ વિચાર. ટેક.

ક્યાં સુધી છે કઇ કઈ બાજુ, તે કોને આધાર;
કશું નથી લક્ષમાં આવતું, સ્વતઃ અપાર અપાર. શ્રુતિથી.
ક્યારે થયો રહીશ ક્યાં સુધી, બાળ યુવા આકાર !
એનો એ એવો ને એવો, હતો હઇશ અજનાર. શ્રુતિથી.
સહુ વસ્તુનાં ગુણ ને શક્તિ–તુજમાં સર્વ પ્રકાર;
એ સહુ ધારે સર્વે ઠારે, છતાં શું છે નિરાકાર ! શ્રુતિથી.
આજુ બાજુ કંઇ ન જણાતું, ત્યાં તું–તુજ ભંડાર;
નથી કહીંથી ઊપજ્યું, નહી ખૂટે, લૂટે જાય સંસાર. શ્રુતિથી.
કોટી ઇન્દ્ર અજ દાસ ઘડીના, ત્યાં શું અમે નરનાર;
બાપ–નાથ–બંધુ અનુ કહીયે, અશુચી તુચ્છ ગમાર. શ્રુતિથી.

## પદ ઝીંઝોટી રાગ.

કોને કહીએ કોને ચહીએ નજર ફરી ફરી તું ભણી દઇએ. ટેક.
જેને કહીએ જેને ચહીએ તેજ સદા સુખી રહે ન અહીંએ. કોને.
પોતપોતાની પડી સરવેને, એનાં વળી અમે ક્યાં થઇએ ! કોને.
થઇએ તોપણ તેજ જતાં રહે, મળે ન શોધ્યાં પાછળ કહીંએ. કોને.
સુણ્યું સકળ અસ્થિર છે અહીંનું, ઊપર ગયે નહિ સ્થીર થઇએ; કોને.
સત્ય લોક સુધી પહોંચ્યો પણ, જન્મ મરણ તન ત્રિતાપ સહીએ. કોને.
માત્ર અનંતપતિ ગતિ સાચી, મરણ પછી ને જીવતાં અહીંએ; કોને.

પ્રભુના કોટચાંશ મહાત્મ્યને પણ યથાર્થ કળી શકાતું નથી તેથી તેના ઉપકારનો અનુભવજ થતો નથી એમ નથી તેના વિશે કશુંજ જણાતું નથી તેમ નથી. તે સમુદ્રના પ્રમાણમાં કણ, પણ અમારે માટે તો તે મણોના મણની પેઠે પેટ પુરતાથી પણ અધિક. તેના હિસાબમાં તો જગતે કોટચાંશમાં છે પણ અમારે તો કોટીગણું છે. ને તેથી તેના વિશે અમે જેટલું જેવું જાણીએ તેટલું તેવું વખાણીએ એજ અમારે માટે કર્તવ્ય છે. સૌ સંસારમાં સરખાં નથી તેથી સૌનું કર્તવ્ય સરખું ઠરતું નથી. પણ જેની પાસે જેટલું જેવું હોય તેટલું

તેવું તેણે ખરચવું એટલે તેનું કર્તવ્ય પુરૂં થયું. એ રીતે સૌ પૂર્ણ કર્તવ્ય બજાવી શકે છે, એ રીતે તેના વિશે કહેવામાં સૌ ફાવી શકે છે, ને વધુ વિચારી જોતાં જણાયું કે ન્હાંના મ્હોટા એમજ કરે છે ને તે સ્તવન સેવન કર્યું કહેવાય છે. એ રીતે સ્તોત્રને અધિકાર પાછો સ્થાપન થાય છે, સ્તોત્ર કરવું વાજબી ઠરે છે. પ્રથમ વિચારને હઠાડી બીજો બહાર પડે છે. વિકલ્પનેજ પ્રસિદ્ધ કરે છે તેવાજ રૂપમાં

**यद्वा श्रमावधि यथामति वाप्यशक्त ।**
**स्तौम्येव मेव खलु तेपि सदा स्तुवंतः ॥**
**वेदाश्चतुर्मुख मुखाश्च महार्णवान्तः ।**
**कोमज्जतो रणु कुलाचलयो र्विशेषः ॥**

**पद–यद्वा** અથવા **श्रम**ની **अवधि** (આવે ત્યાં સુધી) **यथामति** ( મતિ ચાલે ત્યાં સુધી ) **वापि अशक्तः** અશક્ત છું તોપણ **स्तौमी** હું સ્તવન કરૂં છું **एवम् एव** એજ રીતેજ **खलु** નક્કી **तेपि** તે પણ **सदा स्तुवंतः** સદા સ્તવન કરનારા ( કરે છે ) **वेदा चतुमुख मुखाश्च** બ્રહ્મા જેમાં મુખ્ય છે એવા **महा अर्णव** ના **अंत** ભીતર **को** કોણ **मज्जतो** ડુબતાં **अणु** ને **कुलाचलयोः** મેરૂમાં **विशेष** વધુ છે !

**અર્થ**—અથવા શ્રમની અવધિ અને યથામતિ અશક્ત હોઇને પણ હું સ્તુતિ કરૂં. એમજ તે સદા સ્તવન કરનારા કરે છે જેમકે વેદો બ્રહ્માઓને બીજાઓ. મહાસાગરમાં ડુબતાં અણુ મેરૂમાં કોણુ વધે !

**વિવેચન**—પ્રથમ નિરાશા તો પાર નહી પમાય એમ સમજીને થઇ, પણ તેનો પાર તો બ્રહ્માથી પણ નથી પમાતો ને વેદથી પણ નથી પમાતો, કારણુ તે પોતાના સમયની પોતાના અંડની પોતાની અનુભવી કહે ! તેવા કેટલા બ્રહ્મા, કેટલાં બ્રહ્માંડ, કેટલા કાળથી ક્યાં સુધી એના પ્રમાણુમાં એ કથની શું ! અનંતનું બધું અનંત છે, પણ સૌ યથાશક્તિ ને યથામતિ સ્તવન કરે છે. અનાદીથી મ્હોટાથી છોટા

સુધી, બ્રહ્માથી તે સાધારણ ગામડાના ભોળા ભક્ત સુધી, એજ વહીવટ છે. તેથી તેમ કરવું એજ ઠર્યું, પુરૂં કોઇથી નથી પમાવાનું એટલે તેમાં તો સૌ સરખા છે. મેરૂ અણુનું દ્રષ્ટાંત છે કે બેઉ ડુબે. વહેલા કે છેલા, પછી તો બેઉ ન પાર પામ્યાજ ગણાયા તેથી પ્રયાસજ ન કરવો, છતી મતી શક્તિ અનુભવનો ઉપયોગજ ન કરવો એ વાજબી કેમ ગણાય! યથામતિ યથાશક્તિજ થાય. વધુ નજ થાય તો ન કરવું. નહીજ કરાય. એમાં નિરાશ થવા કારણ નથી કેમકે અનંતનો પાર કોઇથી કોઇ રીતે નહી પમાય એ કહીજ ગયા.

એજ ન્યાય બીજા કાયીક માનસીક સેવનનો સમજવો, જે હોય તે પુરૂં, સવિધિ તેના કામમાં લગાડવું, તેને તો પોતેજ પુર્ણકામ હોવાથી કશાની જરૂરત નથી પણ અમારે જે છે તેનો ઉતમ ઉપયોગ કરવો આવશ્યક છે. તે યથા સંપત્તિએજ યથાશક્તિ કરવો પૂરેપૂરો રજુ ભાવને પ્રેમપુર્વક, એટલેજ યથામતિ, સાચી નિષ્ટા શ્રદ્ધાથી કરવો એ રીતે સર્વના કર્તવ્યનો સર્વ પ્રકારે નિર્ણય થયો. એજ અહીં કહ્યો છે કે—

## હરીગીત.

અથવા મતિ હો ત્યાંસુધી સ્તવવાજ શ્રમ અવધિ લગી,
વેદો અને બ્રહ્માદિ પાર ન પામીયા નિત્યે ભજી.
તે છતાં જેમ ભજે તથા હું પણ સ્તવુંછું ને પછી
મેરૂ અણું ડુબે સમુદ્રે ત્યાં અધિક એકે નથી.

---

### પદ રાગ કાફી. "શું શું ગુણ ગાઉ ત્હારારે"

સઘળે સદા, શ્રીહરિ અમારી ગતિરે. ટેક.
વસેલા છે એજ જાતે, સમર્થ સઘળી વાતે,દયાનીધિ દીનપ્રતીરે. સઘળે સદા.
જેવા માટે તેવા થાય, કરે તેની સેવા સ્હાય, દેવા ફળ ચાહ્ય અતીરે; ,,
ગમે તેવી હો વિપતી, ગમે તેની ક્રુર કૃતી, સંહારી સકે સુખથીરે. ,,

સઘળા સંબંધ પાળે, રાતદીન રખવાળે, ભૂલ્યાં ને ભૂલતા નથીરે; „
દોષો કરી દેછે ક્ષમા, ભક્ષાએ એનાજ સમા, એ સમ ન કોઇની મતીરે.„
સુધારવાનેજ ચાલ્ય, ઊધરવા એ ઉપાય, રાખવી પદમાં મતીરે; „
અંતે કરે સ્વસમાન, અનંતપતિ શ્રીમાન, એમ જાણી ધારી ધૃતીરે.„

## ગરબી.

શોચી સમજ્યો મન માંહ્ય હરિ રીઝે શાથી,
પ્રભુનું પ્રભુમાંજ ગણાય, કોને દે ક્યાંથી ! ટેક.

જીવ પ્રભુના મને પ્રભુનું, ઇન્દ્રીય તન પણ તેનાં રે,
ધન સામન સાધન પણ તેનાં, સકળ શરીરજ એનાં. હરિ રીઝે શાથી
જીવ ચેતનની ઇચ્છાશક્તિ છે તો સ્વરૂપ સાથે રે,
ઊઘાડે ઢાંકે છે ઇશ્વર કરે ભોગવે માટે. હરિ રીઝે શાથી
ખુદ સારૂજ ચહે ને કરે, તો તેમ કરાવી દે છે રે;
હરિ સારૂ ચહે અને કરે તો, હરિ સ્વીકારી લે છે. „
શક્તિ સાધન સ્વામી સોંપે કરવાની હદ તેમાં રે;
બધુંજ ખરચે ચહે તે નિમિત્ત, સ્વતંત્ર છે જીવ એમાં. હરિ રીઝે
મળ્યું તેટલું બધું ખરચવું, જેનું તેને માટે રે;
આનુ સુઝાડ્યું તેમજ ગાડું, ચલવું સીધી વાટે. હરી રીઝે શાથી

---

પ્રભુનું બધું અપાર છે પણ યથામતિ યથાશક્તિ તેને માટે વાપરવા સૌને અધિકાર છે. એ રીતે પ્રભુ અનંત મહીમાવાન એ તત્વને તેને પ્રસંન કરવા જે બને તે તેણે તેટલું કરવું એ ઉપાય, એ એ વાત કહી હવે તેથી ફળ ક્યારે ! પ્રભુ પ્રસંન થાય ત્યારે. તેની પ્રસંનતાનો આધાર જગતના બીજા ફળ કરતાં બીજી પ્રકારનો છે. બીજાં ફળમાં ઓછી મતિ ને શક્તિ તેમ ફળ ઓછું ને મોડું મળે છે, ત્યારે પરમબ્રહ્મ પુરૂષોત્તમના પુર્ણાનંદમાં તેમ નથી, એ તેની બીજાં બધાં ફળનિમિત્તનાં કર્મ ધર્મના કરતાં વિલક્ષણતા છે. શાસ્ત્ર-

નો નિર્ણય એ પરમ ફળના પ્રકરણમાં અહીં કહે છે પ્રભુ કોનાપર ક્યારે પ્રસન્ન થઈ તેના પર કૃપા વરસાવે છે તે સમજાવે છે. એથી ફળનો પણ નિર્ણય થઇ જશે. એટલે એક રીતે ટુંકામાં કહેવાનું કહેવાઈ જશે.

**किंचैष शक्यति शयेन न तेनुकंप्य,**
**स्तोतापितु स्तुति कृतेन परिश्रमेण।**
**तत्र श्रमस्तु सुलभो मम मंद बुद्धे,**
**रित्युद्यमोय मुचितो मम चाब्जनेत्र.**

**किंच** શું વળી **एष** એ **शक्ति अतिशयेन** અતિશયવડે **न** નથી **ते** તેઓ **अनुकंप्य** દયાના પાત્ર **स्तोतापितु** સ્તવન કરનારા પણ **स्तुति कृतेन** સ્તુતિ કરેલ **परिश्रमेण** પરિશ્રમવડે. **तत्र** તેમાં **श्रमस्तु** શ્રમતો **सुलभो** સુલભ છે **मम** મારો **मंदबुद्धे** મંદ બુદ્ધિ વાળાને **इति** એ રીતે **उद्यम अयम** આ **उचितो** ઊચિત છે **ममच** અને મ્હારો હે **अब्जनेत्र** રાજીવનયન.

**અર્થ**—શું વળી આ સ્તોતાઓ પણ તેમની અતિશય શક્તિવડે દયાપાત્ર નથી થતા પણ સ્તુતિ કરતાં થાકે ત્યારે થાય છે તો તેમાં તો મારે મંદ બુદ્ધિ હોઇને શ્રમ સુલભ છે ને એ રીતે હે રાજીવનયન ! મ્હારો આ ઉદ્યમ ઊચિત છે.

**વિવેચન**—જેની પાસે જેટલું જેવું હોય તે તેટલું પ્રભુ નિમિત્ત ખરચી ચૂકે એટલે તેની તરફથી સર્વસ્વ અર્પણ થયું. તેણે પોતાનું બધું આખું લાખવાળો લાખ ને દસવાળો દસ આપી દે એટલે બેઉ સરખા, બેઉએ પોતાથી બનતું કર્યું એકેનું વધુ ઘટુ નહિ. કારણ મૂળે બધું માલીકનુંજ હતું જેનુ હતું તેને સોંપ્યું તેના નિમિત્ત વાપર્યું. જુમ્મેદારી પુરી કરી, સોંપણુ પુરી બજાવી છુટા થયા તેમાં જેમ ઓછું હોય તેમ વહેલો પાર પડે. એ રીતે મંદબુદ્ધિને થાકવું વહેલું થાય, ને તેથી તેનું કર્તવ્ય શિઘ્ર પુરૂં થાય.

ફળ તો અનંત છેજ પ્રભુએ કૃપા કરવી-પ્રસંનતાથી તે આપવું. એ વાત તેના વિચાર સંકલ્પપર આધાર રાખે છે. તે જે વહેલો થાકે તેનાપર વહેલા રીઝે છે. એ તેમનો નિયમ છે. નિરાધારના આધાર થાય છે. તેમાં લુચ્ચાઇ કામ ન આવે, સોંપણ પૂરી કરવી જોઇએ. મતિશક્તિ સમસ્ત તેને માટે વાપરવા શ્રમ સંપૂર્ણ કરવો જોઇએ. તેમાં બ્રહ્માદિને વાર લાગશે. લાગે છે, ને માણસો વહેલા પાર પાડેછે. તેમના પહેલા પરમ પદમાં જાય છે. એ રીતે એમના જેવોજ ઉદ્યમ ઉપાય છતાં અમારો ઉદ્યમ વધુ ઊચિત અમારે માટે છે તેનું કારણ અમારે માથે જુમ્મો ઓછો છે. અમારામાં બુદ્ધિશક્તિ ઓછાં છે, આ વેદાંતનું રહસ્ય ફળનો નિર્ણય છે, બ્રહ્માદિ અધિકારીને તેમના અધિકાર પુરા થયે મુક્તિ-પરમપદની પ્રાપ્તી, તે મનુષ્યોને આ દેહાવસાનેજ-જો ઉપાય બરાબર આચરે તો-પ્રભુ ફળ દેવા સૌ સારૂ સમાન સજ છે. એજ સાચી સમજ છે કે.—

### હરીગીત છંદ.

શક્તિ અતિશયથી કંઇ અનુગ્રાહ્ય આ સ્તોતા નથી.
પણ મતિ શ્રમ આવી રહેથી કૃપા સદ્ય કરો નક્કી,
તે થાકતું મુજ મંદ મતિને અબ્જ નેત્ર સુલભ ખરે;
માટે મને ઉદ્યમ ઊચિત આ એઊથી-વધતો-હરે.

### પદ "ભેરવી."

એવા અમારા નાથ, કોટી અંડ તાત,
દેવાધી દેવા—એવા અમારા નાથ.

કોટી અંડના અજના સ્વામીન, સાનુ સૌ છે એને આધીન;
એજ રહે અમ સાથ. કોટી૦
સુણે સુરોની સ્નેહે અરજી, કરે પુરણ મુનીયોની મરજી;
ગરજી છે જીવ જાત. કોટી૦
શેનું શું ફળ દીધું ઠરાવી, ચહે જેવું દે તેવું કરાવી;
ખુદ ખાતર ન પંચાત. કોટી૦

સરવસ જાણે તેના સરવસ, પરવશ રહે તેને રહે પરવશ;
જાત દીધે દે જાત. કોટી૦
એનું છેજ છતાં એ સ્વીકારે, નથી અમારૂં છતાં ગુણ ધારે;
કરૂણાનીધી અગાધ. ,,
એથી અમારૂં બધું ઊતરતું, એનું ગ્હેનું સઘળું ચઢતું;
કરે બદલો ખુશી સાથ. ,,
એના જેવો એજ છે સારો, એના જેવો એજ છે પ્યારો;
ન્યારો નહિ દીન રાત. ,,
એ સાચું સહુ વિધ અનુ જાણી, એને અર્પણ થઇ પતિમાંની;
સ્નેહે સેવું પાદ. ,,

---

પદ. રાગ પીલુ—અથવા બરવો.

જગમાં જાણ્યા જેવા તો છે સાચા જગના સ્વામીરે;
સાચા જગના સ્વામીરે, કહીયે પદ શીર નામીરે. જગમાં ટેક.
જાણે ધનને સાથી જબરૂં, તે લક્ષ્મીના સ્વામી;
હોય કામના નાનાવિધ તો, એ છે પૂરણકામી. જગમાં
પ્રેમ હોય તન પરતો એ શ્રી સંતતિથી રૂપાળો;
સ્નેહ હોય મીત્રો પર તો એ ચતુર શીરોમણી વ્હાલો. જગમાં
ઇચ્છા હોય યદિ સત્તાની તો અંતે સહુ એની;
ભોગ પ્રતી રૂચી હોતો એ છબ—સુધા સુગંધ મજેની. જગમાં
ધામ ગમે તો એના જેવું ન કોઇનું છે કયાંહી;
કુટુંબ—ગંમત—એના ભુવનને, છાંટ એની નથી આંહીં. જગમાં
ચાહ્યું આપે સંકટ કાપે, છતાં સપાડું માને;
અનંત એવો પતિ મૂકીને, અન્ય ધરૂં શીદ ધ્યાનેં. જગમાં

---

જે જેટલું હોય તેટલું તેને માટે વાપરે તેને પરમફળ આપે એની ખાતરી થવી જોઇએ. કારણ તે એકતો જગતના દ્રષ્ટાંતથી વિલક્ષણ છે ને બીજું એવડા મ્હોટા સર્વેશ્વરને એવી એક અંડના એક તુચ્છ ચેતનની શી તમા ! એ માટે શ્રુતિ શાસ્ત્ર શીષ્ટના વચનોજ નહી તેમાં કહી તે રીતે જગતની ઉત્પત્તિથી—મૂળથીજ વિચાર કરે છે કે પૂર્ણકામ; પૂર્ણ ધામના નિત્ય સ્વામી, ને આ શ્રષ્ટી કરવાજ શું પ્રયોજન ! તેણેજ કરી છે એતો નક્કી, તો તેથી તેની કૃતિ સાથે તેનો સ્વભાવ પણ સમજાઇ જ જાય છે. પ્રભાવપૂર્વક સ્વભાવ વેદાંતનાજ કથનાનુસાર કહી અમારા નિશ્ચયને સુદ્રઢ થવા ખુલાસો કર્યો છે.

સ્તોત્રકાર શ્રીહરિ પ્રત્યે કહે છે કે આપે મારા મસ્તકપર પ્રકાશ કર્યો ને મને સ્તુતિ કરતાં અટકી ગયેલને બીજા ને ત્રીજાજ વિચારે પાછો સજ કર્યો એ કાંઇ નવાઇ નથી થઇ. આપનો પ્રભાવને સ્વભાવ કેવો છે ? આદિથીજ શું જણાયું છે અદ્યાપિ શું વખણાયું છે ? તે કહે છે.

**नावेक्षसे यदि ततो भूवनान्य मूनि**
**नालं प्रभो भवितुमेव कुतः प्रवृत्तिः**
**एवं निसर्ग सुहृदि त्वयि सर्व जन्तो**
**स्वामिन्न चित्र मिदमाश्रित वत्सलत्वम्.**

**न** નહી **अवेक्षसे** દેખે **यदि** જો તે **ततो** તો પછી **भूवनानि** ભૂવનો **अमूनि**=આ **न** નહિ **अलं** પૂરાં હે **प्रभो भवितुम् एव** થાત જ **कुतः** ક્યાંથી **प्रवृति** તેમનું આગળ ચાલવું **एवं** એ રીતે **निसर्ग** સ્વભાવિક **सुहृद त्वयी** ત્હારામાં **सर्वजंतो स्वामिन्** સર્વ જંતુના સ્વામી **न** નહિ **चित्राम्** આશ્ચર્ય **इदम्** આ **आश्रित वत्सलम्.**

**અર્થ**—હે પ્રભો ! યદિ આપ ન ઇક્ષણ કરત (નજર કરત) તો આ ભૂવનોજ પૂરાં ન બનત પછી તેમની પ્રવૃતિ તો ક્યાં એવા

સર્વ જંતુના સ્વાભાવિક સુહૃદ આપમાં હે સ્વામી ! આશ્રીત પ્રતિ વત્સલતા આ રીતે હોય તેમાં આશ્ચર્ય નથી.

**વિવેચન**—પ્રલય સમય સર્વ જંતુ એક સરખાં કુંઠીત જ્ઞાનવાળી મૂળ પ્રકૃતિ ત્રીગુણ સમાન અવસ્થામાં હતી તેમાં પડ્યા હતાં. તેમના વિના આપને કાંઇજ અડચું રહ્યું નહોતું પણ કેવળ તેમની દયા આણી તેઓ પોતાના જ્ઞાનવડે પ્રાકૃત ભોગ ભોગવી શકે, બલકે તેથી વધી પરમ પદના સુખ સુધી પહોંચી શકે એવા ઊચ્ચા ઉદ્દેશથી સર્વને યથાયોગ્ય દેહ–ભોગ–શાસ્ત્ર સહાય આપી સર્વના નિસ્વાર્થ સમાન સુહૃદ આપ શ્રષ્ટી કરવામાંજ જણાયા છો ! આપ પ્રભો સમર્થ ! તે એવા કે ઇક્ષણ દ્રષ્ટી–માત્રથી–સંકલ્પ માત્રથી–આ બધું બ્રહ્માંડ બનાવી શક્યા, પણ તે કોઇના કહ્યા ચહ્યા વિનાજ સર્વ સારૂ આટલો બધો ઉપકાર કર્યો, તે જો પોતાના મનથી ન કર્યો હોત તો આકાશ વાયુજ ન બનત, દેહો જ ન બનત, ભોગ ન બનત, ચેતનોનાં જ્ઞાન ન ખુલત, પછી આગળ વ્યવહાર ચલાવવાની–જગતની ઊત્પત્તિ ન થાત ત્યાં પ્રવૃત્તિની શી વાત કરવી ! અર્થાત આપેજ સર્વમાં પ્રવેશી સ્વશક્તિથી સર્વને ખડાં કર્યાં છે, ને હજી પણ સર્વમાં રહી આપજ સર્વાંતર્યામી સર્વનું યથેચ્છ કરી ભોગવાવી દ્યોછો. જેવી જેની ઇચ્છા તેવો યત્ન, તેવાં કર્મ, તેવાં ફળ, એમ ન્યાયપૂર્વક દયા કૃપા સહાય સર્વ સારૂ વગર કહે પણ કરો છો, તો પછી આપને ચાહે તેને ચાહો–આપનાં આશ્રિત વત્સ જે થાય તે માટે ગૌમાતા દોષ નિવારી પાલક બનો, એમાં કાંઇ વધુ વાત નથી. એમાં પણ ન્યાય છે જે તેને જેવા માને તેને તેવા જાતનો લાભ પણ આપે છે, માટે ન્યાય સાથે દયાનો, જગત જન ઉપરાંત ભક્ત, તેમાં પણ આશ્રિત થવાનો સર્વાધિકાર છે, ને તેમ થઇ તેને માટે જે હોય તે તેવું તેટલુંજ વાપરે કે તેનો બેડો પાર થાય છે. આ પ્રમાણે આ શ્લોકમાં પ્રભુની પ્રભૂતા–સરલતા, અમારી સાથેનો તેનો સંબંધ અમારે કરવાનો ઉપાય તે માટેનું–અમારે રાખવાનું આચરણ, ને તેથી પરમ ફળ મળશે એવી પૂરી પ્રતીતી બતાવી છે. એટલે સ્તોત્ર સફળ

છે—એક રીતે આ પાંચ શ્લોકથીજ કહેવાનું બધું આવી ગયું એટલે હવે જે છે તે વિસ્તારે. ટુંકામાં બ્રહ્માથી લઇને કીટ પર્યંતને માટે યથોચિત ગોઠવણુ ને તે એવી ચતુરાઇ ને સુઘડાઈથી નિયમપૂર્વક કર્યા છતાં—પોતે જાતે દેખાયા પણુ નથી—કે મેં આ કરી આપ્યું બલકે ઘણુા હજી તેણેજ કર્યું છે, તેજ ચલાવે છે, એ જાણુતા કહ્યા છતાં—માનતા પણ નથી, તેમ છતાં આપ તેવા પણુ જંતુના સ્વભાવિક સુહૃદ છો એવો સ્વભાવ છે તે—પ્રેમની કદર કેમ ન કરો ? કરી. તેજ અહીં કહી છે.

## હરિગીત.

જો આપ દ્રષ્ટી ના કરત તો આ બધાં ભુવનો પ્રભુ,
બનતાં નહી જ ત્યહાં પછી પ્રવૃત્તિનું કહેવું કશું !
એવી સ્વભાવિક સુહૃદતા છે આપની સહુ જંતુ પર;
ત્યાં સ્વામી આ આશ્રીત વત્સલતા નથી આશ્ચર્યકર !

**પદ " ભેરવી. " પ્રણુમું યતિરાજ " એ રાગ**

ઇશ આપ પ્રતાપ અપાર દીસે, કરૂણા પારાવાર દીસે. ઇશ
શું શું ગણીયે શું શું ભણીયે, ઋણી સકળ સંસાર દીસે—કરૂણા
સહુને સરખે હરખે પાળો, આલો બધું અવતાર વિશે. ,,
સહુનું સારૂં કરવા ધાર્યું, ગોઠવણો સુખકાર દીસે. ,,
ભુલ્યાં ને પણુ નથી ભુલતા, આપના તો ઉપકાર દીસે. ,,
કુપથ્યના પણુ ઉપાય કીધા, રોગોના ઉપચાર દીસે. ,,
ભોગોના કીધા શુચી યોગો, લોકો ભોગવનાર દીસે. ,,
નિજ સુખ પણુ આપો અનંત પતિ, નિત્ય સુખો તે ઠાર દીસે. ,,

---

## પદ રાગ ધીરાનો.

સમજવું પહેલું રે, સાચો કોણુ શીશ ધણી;
સમજવું સહેલું રે, એકજ છે ઇશ ધણી.
નર કે નારી બને અવતારી, આકારી બહુ ભાત,

પણ નવ નર, નવ સુર નવ અજએ, કોટી અંડના તાત,
જાતજ એ જૂદીરે, જ્ઞાનને આનંદતણી. સમજવું.
એકજ નામી, એકજ ધામી, એકરૂપી ને અનંત
સઘળે સહુમાં છતાં થતો એ કૃપાથકી ભગવંત,
વિવિધ આકારીરે, ધામોના નિવાસી બણી;
સરવ કરે તે એના બળથી, દે તે એનો માલ,
આપ કરે ને દે તે સઘળું, ચઢતું અતિ કૃપાલ,
કરે અને આપેરે, સ્વીકારી શુચી માગણી.
રૂપગંધ રસ ભોગ સહુ વિધ, એથી બીજે તમામ,
એ પણ આપી શકે અવરમાં, ખુદનું દીવ્ય લલામ,
નવું નવું નિત્યે રે, ખુબી ન ગણાય ગણી.
નામ તેનું શ્રીમન્નારાયણ, ધામ પરમપદ ખાસ,
દીવ્ય પત્ની પરિચારક ભોગો, અનંતપતિ શ્રીનિવાસ,
દાસ તેના નિત્યેરે, પ્રીતે થયા વિજય ભણી. સમજવું પહેલુંરે—

---

હવે આ કોટી બ્રહ્માંડ નાયક જેના સ્વભાવને પ્રભાવ વિશે કહ્યું તેનું નામ શું તે નક્કી કરે છે. કારણ અનેક નામરૂપ પરજ આગ્રહ કરી તેજ સર્વેશ્વર એવા વાદ-મત દેશમાં બહુ છે. શાસ્ત્રના આધાર સહુ બતાવે છે, પણ " વેદ " ને પરમ પ્રમાણ સૌને માનવો પડે છે ને તેના દેનાર તો નારાયણજ છે એમ સૌને સ્વીકારવું પડે છે, બલકે ખુદ " વેદનારાયણ " એમ પણ કહેવાય છે. વેદ એ " શબ્દ બ્રહ્મ " ને નારાયણ એ " પરબ્રહ્મ " છે. બ્રહ્મા તો નારાયણની નાભીથી-કમળમાંથી પ્રકટ્યા પછી તેમનાથી તપ કરીને વેદ મેળવનારા છે, વેદ પઠન કરનાર પ્રસિદ્ધ કરનાર છે. યુગયુગના જૂદા છે, ને નારાયણ તો સાચા-સર્વ બ્રહ્માના પીતા તે એકજ છે. એ વિષયમાં અદ્વૈત દ્વૈત, કોઇ મતના આચાર્યને વાદ છેજ નહી. વેદાંતના વિવિધ અર્થ કરનારા આ બાબતમાં એકજ મત છે ને તેમ વેદ જુવે તેને કહેવુંજ પડે

છે, કબુલ કરવુંજ પડે છે ઇતર દેવ તેની સમાન થઇ શકતા નથી. તે વિશે સકારણ વેદ પ્રમાણથી કહે છે.

स्वाभाविका नवाधिकातिशयेशितृत्वं,
नारायण त्वयि न मृष्यति वैदिकःकः ॥
ब्रह्मा शिवः शतमखः परम स्वराडित्येतेऽपि,
यस्य महिमार्णव वि–प्रुषस्ते ॥

**स्वाभाविक, अनवधिक, अतिशय ईशितृत्व**–નિયમન કરવા પણું **नारायण त्वयि** તારામાં **न मृष्यति** ન સહન કરે એવો **वैदिकः कः** કોણ છે! **ब्रह्मा शिव शतमखः** ઇન્દ્ર **परम स्वराट्**ः મુક્ત **इति एतेऽपि** એ રીતે તેઓ પણ **यस्य** જેના **महिमार्णव** મહિમા સાગરના **विप्रुषस्ते** ફોરાની બરાબર છે.

**અર્થ**—હે નારાયણ! આપના સ્વાભાવિક અનવધિક અતિશય ઇશપણાને સ્વીકાર ન કરે એવો વૈદિક કોણ હશે! બ્રહ્મા, શિવ, ઇન્દ્ર ને મુક્ત એ બધાએ તારા મહિમારૂપી સમુદ્રના ફોરારૂપ છે.

**વિવેચન**—આ જગતમાં સૌથી મ્હોટા અધિકારી બ્રહ્મા મહેશ, ને દેવોમાં ઇન્દ્ર, તેના ભેગા વિશ્નુ ઉપેન્દ્ર ગણવાથી નારાયણને પણ તેમના સમાન ત્રણ દેવ સમાન બહુ અજ્ઞાની ગણે છે. તામસ રાજસ પુરાણ તો ક્યાંહી નારાયણને ઇતર દેવથી ઊતરતા પણ ભણે છે, પરંતુ જે વેદ ભણેલા છે તે જાણે છે કે વિભુ અનંત એકજ નારાયણ છે. બીજા ચેતન જીવ અણુ છે જેમાં તે પ્રભુ તો અંતર્યામી છે. પ્રલયમાં સહુ જીવ સમાન જ્ઞાન રહીત પડયા હોય છે, તેમાંથી યોગ્યને તેમનાં પૂર્વના કર્મના ફળમાં કહો, કે–સહસ્ર યજ્ઞ જેટલું પુણ્ય જેનું એકઠું થયું હોય તે ચેતનને તેજ નારાયણ શ્રષ્ટીમાં પહેલી દેહ આપી તેમાં જગાડે છે તેનું નામ બ્રહ્મા. તે ફરી તપ કરી બ્રહ્માપદ પામે છે ને તેમને સતા સામગ્રી સર્વ શ્રીહરી પોતાની સોંપે છે. જે તે તેનાજ

આસન પ્રમાણે વાપરે તો તે પોતાનાં સો વર્ષ પૂરાં ભોગવી શકે છે. પછી તે તેનાથી છુટા પડે છે, ને એ પદ ભોગવવા બીજો યોગ્ય ચેતન પ્રભુ નીમે છે, એજ વાત ઇતર દેવ અધિકારી માત્રની છે. સો યજ્ઞ વાળાને ઇન્દ્ર, એજ ન્યાયે સર્વને. મૂળે અમારા તમારા જેવા ચેતનો તેમનામાં આવીજ શ્રષ્ટીમાં આવાં કરણ કલેવરથી કરેલ પુણ્ય કૃતી ખરચી પ્રમાણે પ્રભુ ફળ આપે છે. ને તેથી તેટલા વખત સુધી તેટલા વૈભવવાળા તે બધા દેવ ઇશ્વિર કહેવાય છે. તેમનું ઇશત્વ સ્વભાવિક નથી, પણ પ્રભુએ સોંપેલ ઉપાધીને લઇને છે. તે ઉપાધી દરજા પણ મૂળે શ્રીહરિના છે. વળી તે અવધીવાળા છે. વળી તેવા બીજા અંડમાં બીજા અનેક દેવો દરજાવાળા છે. તે બધાએ પણ જો ભૂલ કરે તો પડે ને નહીતો પણ ફળ ભોગવી રહે તે દરજાથી છૂટા જ પડે છે. પણ નારાયણ કદી પોતાના સર્વેશ્વરપણાથી છુટા પડતા નથી કારણ એ પદ કદી તેને કોઇએ આપ્યું નથી. તેણે કદી ધારણ કર્યું એમ નથી, તેનામાં સ્વાભાવિક છે તે વિભુ છે. એટલે વસ્તુમાત્ર વિશે તે છેજ. વસ્તુ અનાદિ તેમજ તેમાં તે પણ તેના ધારક, નિયામક, તરીકે પણ સ્વાભાવિકજ છે. ને તે વસ્તુ અનંતકાળપર્યંત રહેવાની તેમ તેમાં તે રહેવાનોજ છે એ કાળની ગણના નથી, એવાં અંડોની ગણના નથી, એવો સર્વ પ્રકારે અનંત બ્રહ્માંડો ચિત્ અચિતનો શારીરી નારાયણ ઇશ છે તેજ બ્રહ્માંડો તેમાં દેવો, તેમનાં સ્થાન સત્તા બનાવી તેમને સોંપે છે, છતાં પોતે પાછું તેમનું નિયમન કરે છેજ એ રીતે તેનું ઇશત્વ સ્વાભાવિક તેમ અનવધિક છે ને વળી તે રાઇ રાઇ કે કીટ પતંગનું પણ જાતે નિયમન કરે છે. એ રીતે તેનું ઇશત્વ અતિશય છે તે એવું જ્ઞાન આપનાર જે વેદ વેદાંત તેનું જે તત્વજ્ઞાન, તેજ આ છે. બ્રહ્માદી દેવો કેમ થાય છે, ક્યારે થાય છે, કેટલી તેમની સત્તા, ક્યાં સુધી તે રહેવાના; એ બધુ તેમાં છે, તે બધા હજી છૂટવા યત્ન કરે છે. તેમને માયા વળગી છે. ને તેથી છોડાવનાર શ્રીમન્ નારાયણ જ છે. તેનો હજી તેમને સાક્ષાતકાર સંપુર્ણ થયો

નથી. તે થવાને પોતાના કામ સાથે ઉપાસના પણ નિત્ય કરે છે. એ. ટલે તેઓ બીચારા બદ્ધ કોટી અંડમાંના એકના અલ્પ કાળ માટે અધિકારી, એ રીતે તેના મહીમાર્ણવના સમુદ્રના કણ છે તેઓ મુક્ત થાય તોપણ નારાયણ તેમનામાં તેમની દશેદીશ તેમનો નિયંતા છેજ. બધા મુકતોનો નિત્ય પાર્ષદોનો તે એક ઇશ છેજ. એ રીતે તેના સમાન તેજ છે. અણુ અને સમુદ્રનો તે કયાં મુકાબલો? ચક્રવર્તિને પટેલ હવાલદારની શી સરખામણી! એમની મ્હોટાઇ પણ કોની! સુજ્ઞાન તે જાણે છે.

## હરીગીત.

બ્રહ્મા અને શીવ ઇન્દ્ર મુકતો આદિ જે છે તેઉપણુ,
જેના મહાત્મ્ય સમુદ્રમાં છે બિંદુના પણ લેશ કણ;
એવા શ્રીમન્નારાયણ વૈદિક એવો કોણ છે,
જે સ્વભાવિક અનહદ અતિ તુજ ઇશ પણ ન સાહી સકે.

પદ "લટકાળો શ્રી ગીરીવરધારી" એ રાગ

મ્હારા તેજ પુરૂપને પ્રણામ છે, જેનું શ્રીમન્નારાયણ નામ છે રે.
નરદેવ નથી ન હતા એ, નવ થાય રહે ન જતા એ;
સહુ શક્તિ સહિત સહુ ઠામ છે રે. મ્હારા
સહુ સાર રૂપ ધરે છે, પુરૂષોત્તમ એજ ઠરે છે;
તેજપુંજ દીવ્ય તન શ્યામ છે રે. મ્હારા
શંખ ચક્ર આયુધો ભારે, કૌસ્તુભમણી ઊરપર ધારે;
શ્રી વત્સને શ્રી તે ઠામ છે રે. મ્હારા
રાજીવલોચન મનહારી, શીર કીરીટ ભુષણો ભારી,
સુર મુની મનતણા વિરામ છેરે. મ્હારા.
શ્રી ભુદેવીના વ્હાલા, ગરૂડારૂઢ જગ રખવાલા,
શુચી શેષાસન સુખધામ છેરે; મ્હારા.
અનુ અભય પદવી દેનારા, અંત સમય સુધ લેનારા,
એનું પદ નિત્ય મુકામ છેરે. મ્હારા.

## લાવણી.

જગપતિ કોણ જાણવા સુચિન્હ ઘણાં છે,
નામો રૂપો શક્તિ એ બહુ બણ્યાં છે;
યમ ઇન્દ્ર વરૂણ શશી રવી નથી એ જાતે,
અજના પણ કર્ત્તા લક્ષ્મીનાથ સદા છે.
જેની નાભીથી અજ વળી વેદ થયા છે,
જે સૂર્ય અગ્નિમાં ઊરમાં ગુપ્ત રહ્યા છે;
ક્ષીરસાગરમાં અવતારી પ્રકટ રહ્યા છે,
તે નારાયણ જગકારણ સ્પષ્ટ કહ્યા છે.
ગંગાજી જેનું પદ જળ અઘને બાળે,
છે ગયા પ્રતીપદ પ્રેત યોનીને ટાળે;
એ રામ નામી જે મરતાં સંભાળે,
તુલસી પ્રિય વિશ્નુ વસ્યા વિશ્વમાં વ્હાલે.
ગીતા દેનારા પીતા જગતના એ છે,
નરસિંહ થયા એ જડચર વિશે વસે છે;
એ થયા ત્રિવિક્રમ એના પદ અજ પુજે,
જગપતિ કોણ અનુ હજી નહી શું બુઝે ?

માત્ર નારાયણ એ અસાધારણ નામથીજ, વેદ વેદાંતમાં તેની ઓળખ નથી આપી તે અનેક લક્ષણ અનેક વચનથી એવા સ્પષ્ટ છે, કે વિશ્વનાથ એજ છે એજ છે એ વિશે શકજ ન રહે.

**कः श्री श्रीयः परम सत्व समाश्रयः कः**
**कः पुंडरीक नयनः पुरुषोत्तमः कः ॥**
**कस्या युतायुत शतैक कलांशकांशे,**
**विश्वं विचित्र चिदचित्प्रविभाग वृत्तम् ॥**

**कः** કોણ **श्रीः** **श्रीयः** શ્રીનાશ્રી **परम सत्व समाश्रय** કોણ છે **कः पुंडरीक नयन, पुरुषोत्तम कः** કોણ છે **कस्य** કોના **अयुत**

**દશ હજારના अयुतना शत ना एक कलाना अंशे અંશમાં विश्व विचित्र ( જેમાં) चित् अचित्‌ना प्रविभाग वृतम्‌ છે.**

**અર્થ**—શ્રીના શ્રી કોણ છે પરમ સત્વના આશ્રય કોણ છે, પુંડરીક નયન કોણ છે, પુરૂષોત્તમ કોણ છે, કોના દસહજારના દસહજારના સોની એક કલાના એક અંશમાં આ ચિત અચિત વિભાગ વાળું વિચિત્ર વિશ્વ રહ્યું છે !

આ પ્રશ્નોનો ઊતર એકજ છે કે તે " નારાયણ " શ્રીપતિએ બીજા દેવ ઠરી શકતાજ નથી. પરમપદ વિશ્નુનુંજ કહેવાય છે, પુંડરીકાક્ષ તેનુંજ નામ છે, પુરૂષોત્તમ તરીકે તેનીજ પ્રસિદ્ધિ છે, ને આ નામો લક્ષણો માટે શ્રુતિ સ્મૃતિ ઇતીહાસ પુરાણુમાં સેંકડો પ્રમાણ છે. તેની આગળ અલ્પ તામસ રાજસ પુરાણના કોઇ કારણને લઇ કહેલ વિરૂદ્ધ વચનની શી ગણતી ! તે તે પુરાણમાં કહેલ દેવો તો જેમાં નોકર છે તેમનું આખું બ્રહ્માંડ એની અંદરના તમામ ચેતનો ને અચેતનો તેમના વૈભવ સમેત એ જેના કોટર્યાનકોટી અંશમાં છે, એ રીતે સમગ્ર બ્રહ્માંડનો મુકાબલો આ શ્રીમન્નારાયણથી કરવાથી તેની વિશેષતા સ્પષ્ટ સમજાઇ જશે.

### હરીગીત.

શ્રી તણું પણ શ્રી કોણ ! આશ્રય પરમ પદનો કોણ છે !
છે કોણ પુંડરીકાક્ષ પુરૂષોત્તમ સુનામી કોણ છે.
કેના અહીતના અયુતના શતવાર અયુત કલાંશથી
આચિત અચિત ભાગો સહીત વિચિત્ર વિશ્વ બન્યું નક્કી.

( પદ " ઉપકાર તમારા ભારેરે " એ રાગ

નિકળ્યા ધુંચવણી માંથીરે પતિ પરખાયા,
શ્રીજીના સાચા સાથીરે પતિ પરખાયા.
દેવોનાં છે નામો બહુ રૂપો ને બહુ ધામો,
અમને મળી ગયો વિસામોરે. પતિ

રજ તમથી સાત્વીક સારૂં એ શાસ્ત્રજ ઠર્યું અમારૂં;
દૈવત પણ તેવું પ્યારૂં રે. ,,
અજને મળી પડતા પાછા, એ ઉપાય સઘળા કાચા;
અચ્યુત અમ સ્વામી સાચા રે. ,,
છે અંતવાન સહુ અંતે, અમને સમજાવ્યું અનંતે,
તેનેજ ચહીશું ખંતે રે ,,
સઘળે ન વાસ બીજાનો, વાસુદેવ છો રહે છાંનો;
અમે એને માલીક માન્યો રે. ,,
સહુનુંજ અયન નિત સાચું, નારાયણ નામે રાચું;
અનુ એનુ શરણું યાચું રે. પતિ પરખાયા

---

## ગજલ રાગ બીહાગ.

સર્વનો સહુવિધ સહાયી, શ્રીહરિ વિણ કો નથી;
સર્વનો સહુવિધ પ્રદાયી શ્રીપતિ વિણ કોઇ નથી.
માત તાત શરીર દે, ધન દે કહે છે જન બધાં,
ન કોઇનું મૂળ કાંઇ. શ્રીહરી.
શીખવે વિદ્યા હુનર ગુરૂજનો ગૌરવ જાળવી,
શીખ્યા બીજાથી તથાહિ. ,,
ભૂપ કહે મ્હારી ભૂમી નગરી સમૃદ્ધી સામટી,
મુંકી જાવા બધું આંહી. શ્રીપતિ.
એક છોડે તે બીજે લે તે ત્રીજાને દે વળી,
તેથી ચોથો ગ્રહે ચાહી. ,,
અણુ માત્ર જીવો બધા, બંધાયલા બંધનપ્રતી,
જ્ઞાન પણ જાતું રૂંધાઈ. ,,
એજ આપે તે મળે, અઘ એજ કાપે તે ટળે,
ફળે એની સેવ સાહી. ,,

દેવની પણ એજ રીતી, એજ ભીતી મરણની,
મૂળ પ્રભુની પ્રભૂતાઇ; ,,
સ્વામીએ સહુનો સહુ વસ્તુનો શક્તિ સર્વનો,
પણ ભરી ભારે ભલાઇ. ,,
સર્વને દીધાં કરે સહુનું ચહ્યું કીધાં કરે,
હરે વિપતી આપ ધાઇ; ,,
અનુનો એ બાપ છે, એનો તમામ પ્રતાપ છે,
ઉચ્ચું એના ગુણો ગાઇ. ,,

---

શ્રીમન્નારાયણ કોટી બ્રહ્માંડના સ્વામી છે તેને આ બ્રહ્માંડ સાથે સીધો સંબંધ નથી એમ નથી. આંહીની સત્તાજો અંડનાજ દેવો પાસે હોય તો તો અમારે માટે તો તેજ ધણી ઠરે, પણ તેની વિશેષતા બીજા રાજા દેવો કરતાં એજ છે કે અંડ તો શું પણ પીંડ પીંડમાં પણ તેજ નિયમન કરે છે. સર્વના હૃદયમાં સદા વિરાજીત સદા સાથે તેજ રહે છે. બલકે આ બ્રહ્માંડના અધિકારીઓને પણ સંકટ વેળા પ્રત્યક્ષ સહાય પોતે પ્રીતે પ્રકટી કરે છે. ને એ રીતે તેનાજ રક્ષણ નિચે તેઓ પણ આ જગતકાર્ય—પોતાનું કાર્ય ચલાવે છે એ વિશે નમુના તરીકે દ્રષ્ટાંત દે છે.

वेदापहार गुरुपातक दैत्य पीडा ।
द्यापद्विमोचन महिष्ट फल प्रदायीः ॥
कोन्यः प्रजा पशुपती परिपाति कस्य ।
पादोदकेन सशिवःस्व शिरो धृतेन ॥

**वेद अपहार** વેદની ચોરી **गुरुपातक** મ્હોટું પાપ **दैत्य पीडात् आपत् विमोचन** દૈત્યની પીડા આપતિથી વિમોચન **महिष्ट**

**फल प्रदायी** મહાન ફળ ઇચ્છીત દેનારા **को** કોણ **अन्य प्रजा पशुपति** બ્રહ્માને મહાદેવજીને **परिपाति** પાલે છે રક્ષે છે **कस्य** કોના **पादोकेन** પાદજળવડે **सशिवः** તે શીવજી **:स्वशिरोधृतेन** પોતાના શીરપર ધારણ કર્યું.

**અર્થ**—વેદ ચોરાયા, મહા પાપ લાગ્યું, દૈત્ય પીડા આવી ત્યારે આપત્તિથી કોણે છોડાવ્યા? મહા ઇષ્ટ ફળના દેનારા કોણ! બ્રહ્માને શીવજીને પાળનાર બીજો કોણ છે! કેના પાદજળને તે શીવજી નિજ શીરપર ધારણ કરે છે.

**વિવેચન**—સૃષ્ટીની શરૂવાતમાંજ બ્રહ્માને વેદ મળ્યા તે મધુ-કૈટભ ચોરી ગયા, ત્યારે તે રોવા માંડ્યા તેમની આગળ તે લાચાર થયા. શ્રીહરિને સ્મર્યા તે પ્રકટ થયા ને અસુરોને સંહારી તેમને પાછા વેદ આણી આપ્યા. એજ રીતે બ્રહ્માનું પાંચમું મસ્તક મહાદેવજીએ કાપી નાંખ્યું તે હત્યા લાગવાથી કપાલ તેમની પુઠે લાગ્યું, તે છેવટ નારાયણે નખે વીદાર્યું. દિવસમાં દસવાર અવતાર તો શ્રી હરિજ લે છે, ને તે દૈત્યોની પીડા ટાળવા ને દેવોને પાળવા, શું, ચૌદે લોક રખ-વાળવા લે છે. ને તેથી સાચા સ્વામી રક્ષક તો એજ છે. એમ સૌને સંમત કરવું પડે છે. તે તે દેવોને તેમના પદ આપનારાજ એ છે. ને બ્રહ્મા શીવના પણ રક્ષક છે. ત્યાં ઇતરની શી વાત? અર્થાત અસુર દૈત્યના બળ આગળ સર્વ દેવ વારંવાર લાચાર થઇ જાય છે. માત્ર શ્રી હરિજ છે તે સદા સાચા વિજયી છે. એટલે છે તેને તેનાજ થવું પડે છે. કારણ સાચા સમર્થજ તે છે તેમ સ્વામીજ છે, ખુદ શીવજી તો વિશ્નુપાદોદકીને જટામાં પધરાવી રાખે છે. ને તેમ છતાં બીજા બીજી રીતે ભાખે તો તે તેમની સમજની ભૂલ ઠરે છે. ભલે તે પુ-રાણો માંહી તે તે દેવની માત્ર સ્તુતિપર અખ્યાયીકાઓ છે, કહીં પ્રભુ એજ તેમનું માન વધાર્યું છે. પણ સર્વેશ્વર તો શ્રીહરિજ છે ઇતર તેના દાસ તેની આશ રાખનારાજ છે.

## હરીગીત છંદ.

વેદોની ચોરી ગુરૂઘાતક અને દૈત્ય પીડા થકી,
આપત વિમોચન કર્યું મ્હોટાં ઇષ્ટ ફળ દેનારથી;
કો અન્ય છે જે અજ અને પશુપતિનું રક્ષણ કરે ?
કેના ચરણનું જલ સ્વશીર પર એજ શીવ ધારણ કરે ?

---

## પદ. રાગ કાલીંગડો.

અમારાં અઘ ટાળો રે, હરિ અઘહારી. ટેક.
નામ હરિ છો, તમામ હરી ઘો, અઘના ઢગ ભયકારી રે હરિ અઘહારી રે.
સંચિતતો ચિત સ્મરણજ ન કરે, વીપરીત એજ છે ભારી રે; ,,
પ્રારબ્ધે અવધે થાય આડાં, લાગે કશી નહીં કારી રે. ,,
ટેવો પડી તે કરીયે ઘડી ઘડી, હજીએ વેગ છે જારી રે, ,,
એ નવ અટકે, એજ હા ખટકે, ન ટકે પ્રીત મુરારી રે; ,,
ઉદાર સ્વામી પદ શીર નામે, આશા અનુએ ઉચ્ચારી રે. ,,

---

## પદ. રાગ ઝીંઝોટી.

માલીકને મૂંકી ક્યાં જઇએ, એમાં રહીયે એનાં છઇએ.
સત્ય ભલે નવ લક્ષે લઇએ, એ વિણુ કોઇ કશું નથી કહીએ. ટેક.
આ શરીર એણેજ બનાવ્યું, એની સાથે પ્રકટ્યાં છઇએ;
બીજ સાથ એમાંજ મોકલ્યાં એણે અમને સંશય નહીં એ. માલીકને.
એ વ્હારો ત્યાં સુધી રાખશે, સુખ દુઃખ દેવા સંગે રહી–એ;
ઉચિત લાગશે તદા કાઢશે, બ્હાર વાર નહીં લાગે તહીંએ. ,,
નિકળ્યા પહેલ કરેલું નક્કી, હશે ત્યાંહાં તે રીતે જઇએ.
ત્યાં પણ તેમજ ને ત્યાં સુધી, તેની સાથે નક્કી રહીએ. ,,
જન્મ મરણતો દેહ બદલવી, નથી બદલાતા એતો કહીએ;
બદલે ક્યાંથી બન્ને સદા છે. એમાં અમે ગમે ત્યાં હઇએ. ,,

જેમ અમારૂં તેમ સર્વનું, થતું થયું ને થશે સહી એ;
શ્રષ્ટી પ્રલય સહુનું ભેળું, એથી થાતું શાસ્ત્રે લહીએ. „
બધું બધાનું સદા સરવવિધ, થયું થશે એનીજ મહીં એ;
ક્ષુદ્ર અમે, પરતંત્ર દેવ નર, એ અગાધમાં અલ્પ જ છઇએ „
નહિ ભૂલીયે સત્ય હવે એ, નહીં બીજાનાં કદીએ થઇએ;
જેનાં છઇએ તેનાં થઇએ, અનંત ઊરનું એને કહીએ. માલીકને.

---

આ બ્રહ્માંડના માત્ર રક્ષકજ શ્રીમન્નારાયણ છે, અને તે શ્રષ્ટી વેળા પહેલા પેદા થાય ને પ્રલયસમય સૌથી છેલા નાશ પામે એમ નથી બનતું. તો પછી શ્રષ્ટી કરનાર કોણ શ્રી હરિનો છેવટ કર્તા સંહર્તા, તેનો, તેનો, એમ કોક પણ હોય. તે શ્રી હરિજ છે. તે સદા રહે છે, જગત તેમાંથી થાય છે ને તેમાં સમાય છે, અસંખ્ય શ્રષ્ટી પ્રલય તેમાંથી થઇ થયા ને થયે જશે તે તો જેવાના તેવા સદા રહે છેજ ને રહેવાના જ તે નિત્ય છે. બીજું બધું આ બ્રહ્માંડમાં અનિત્ય છે. સર્વનું પરિમિત આયુષ તે ઠરાવનાર તેજ છે. તેના આયુષની સીમા નથી તે અનંત છે. કર્તા ભર્તા ને સંહર્તા તે સદા સર્વના એજ બ્રહ્મ, એજ જાણવા યોગ્ય એજ શ્રીમન્નારાયણ, એમ અનેક શ્રુતિયે સમજાવ્યું છે એટલે જગતનું કારણ કર્તા છેવટના સ્વામી કોણ એ વિશે શંકા રહેતીજ નથી. એકજ હરે છે.

कस्योदरे हर विरिंचि मुखः प्रपंचः
को रक्षती मम जनीष्टच कस्यनाभेः
क्रान्त्वा निगीर्य पुनरुद्गिराति त्वदन्यः
कः केन चैष परवा निति शक्यशंकः

**कस्य** કોના **उदरे** પેટમાં **हर** શીવજી **विरिंचि** બ્રહ્મા **मुख** ઇત્યાદી **प्रपंच** જગત **को** કોણ **रक्षति** રક્ષે છે **इमम्** આને **अजनिष्ट**

બ્રહ્મા બેઠા **कस्य** કોની **नाभेः** નાભીમાં **क्रान्त्वा** આક્રમણ કરીને **निगीर्य** ગળી જઇને **पुनरुद्गिरति** ફરી બહાર કાઢે છે **त्वत् अन्य** તુંથી બીજો **कः** કોણ **केन** કોનાવડે **त्वेष** આ છે **परवान्** પરતંત્ર **इति** એ રીતે **शक्यशंक** શંકા કરી શકાય !

**અર્થ**—કોના ઉદરમાં હર વિરિંચી આદિ જગત્ રહે છે આને કોણ રક્ષે છે, બ્રહ્મા કોની નાભીમાં બેસે છે, આક્રમણ કરીને ગળીને પાછું કોણ કાઢે છે, આપવિના અન્ય કોને આ પરતંત્ર છે એમ, શંકા પણ થઈ શકે છે !

જેના ઉદરમાં આખું વિશ્વ સમાઇ જાય છે છતાં તે પાછું જેવું નું તેવું બહાર યથાક્રમ આવે છે, જાણે કે તે મદારી પોતામાં બધું ગળી જઇ પાછું ઓકી કાઢે છે. ને તેમાં કશું બગડતું નથી બલકે જે શ્રેષ્ટી દશામાં પાદથીજ માપી બતાવે છે. એટલે બ્રહ્મા શીવ તો તેના પેટની અંદર કયાંહી પ્રલયમાં પડયા હોય છે, કેટલા થયા ને કેટલા થશે, તેનો હીસાબે નથી. તેની આગળ આખું વિશ્વ આમ ચવાઇને સમાઇ જાય છે. તેમાંના એક બે કે ચાર ચેતનો તેની બરાબરી કરી શકે ! જ્યાં તેવા અસંખ્ય ચેતન તેમના સુદ્ધાં લાચાર છે, ત્યાં તે ખુદ આગળ તેના વિના એ અણુઓમાંથી કોઈ માલીક છે એમ સમજુને તો શંકા પણ કદી થાય શું ! જન્મ મરણુજ સર્વનાં સદા એના સંકલ્પ માત્રને આધીન છે, એવા સ્વતંત્ર સ્વામી તે શ્રીમન્નારાયણુજ છે. એકજ અદ્વિતીય છે.

### હરિગીત.

હર વિરિંચી આદિ જગત જેના ઉદર માંહે રહે;
તે કોણ રક્ષે કોની નાભી પ્રતી અજ આસન ગ્રહે !
માપી ગળી જઇ કોણ વમન કરે ફરી ! છે તમ વગર;
આધીન છે–આ–એવી શંકાએ બને એવો અવર !

### પદ. " માથાના મુગટ "

કોણ દેવી દેવો રાય પ્યારા પ્રભુ પાસેરે,

પ્યારા પ્રભુ પાસે કેટલાં થયાં ને થાશેરે. કોણ.
જેના અલ્પ કાળમાં આયુષ એનાં ભાસેરે;
જેનાં બનાવેલાં બન્યાં નમે પામે નાશેરે. કોણ.
એનાજ આપેલા ભોગો ભોગવી સકાશેરે;
આપેલામાંથી આપે ન પોતાનું કો પાસેરે
પોતે એને પરાધીન સ્વરૂપે પ્રકાશેરે,
એ દેખાડે તેને તેવું ત્યાં ત્યારે દેખાશેરે, કોણ.
કામ એ તમામ એનાં કરે જાતાં ભાસેરે;
ભયે થરથરે ફરે ફેરવે તે પાસેરે. ,,
એનું ફેરવ્યું ફરે શું મંડળ આકાશેરે,
એમાંના એકના—રંક—ક્ષણુ—શું એ પાસે રે !!
અનંત બીચારાને બીચારાં બધાં ભાસેરે;
નમીએ નમે છે તેમ તે એ તેવી આશે રે. કોણ.

## પદ ઝીંઝોટી.

સૌને ખરે નથી સમઝાતું સાચું સઘળે સરખું રે
સૌનું મન સરખું નથી વ્હાતું, અનુભવથી એ પરખું રે. ટેક.
બહારનીજ મેળવો બનાવટ રૂપ રંગ નવ મળતાં રે;
ભીતર પણ શક્તિ નેં સાધન, સહુનાં સમ નથી ઠરતાં રે. સૌને.
એક દેખતું અતિ દૂરથી અન્યન પાસે પુરૂં રે;
એક ઝાંખું ને અન્ય યથારથ, એક ભલું એક બુરૂં રે. ,,
ગમે ગંધ એકનેજ તેની છાક બીજાને લાગે રે;
દેખી નાશે દૂર એક તે બીજો વિનવી માગે રે. ,,
મનની મુખ્ય બનાવટ ઉપર, જીવે વિષયો જોવારે;
મન દેખાડે તેવું દેખે, જોવા—ન્હોવા—ખોવા રે. ,,
સાત્વીકને રજ તમ નવ ગમતું, તે રજ તમને તેવું રે;

ખરને સરબત અને જાફરાં દુધ મત્સયને દેવું રે. „
સાત્વિક હ્રદયો બન્યાં ન બગડયાં, તે અનુપતિ ને વ્હાશે રે;
રાજસ તામસ દેવો શાસ્ત્રો, દેખી અટકી જાશે રે. „

---

સત્ય એકજ છે, તે સર્વથી શ્રેષ્ઠ છે શ્રીમન્નારાયણ એજ પરમતત્વ છે. પરમ આનંદ છે તેને પામવા એજ પરમ ફળ છે તે માટે તેને સેવવા એજ ઉતમ ઉપાય છે, છતાં તેવા–અનન્ય વિશ્વમાં દુર્લભ છે. એટલુંજ નહી પણ એ સત્યજ નથી એમ કહી એથી અનેક પ્રકારે વિરૂદ્ધ વાતોને સ્થાપનારા થયા ને થયાં જાય છે, એમાં શું રહસ્ય છે। એ આહીં પ્રકટ કરે છે. જેવાને તેવુંજ ગમે છે એ નિર્ણય છે.

**त्वां शील रूप चरितै परम प्रकृष्ट**
**सत्वेन सात्विक तया प्रबलैश्च शास्त्रैः ।**
**प्रख्यात दैव परमार्थ विदां मतैश्च**
**नवासुर प्रकृतयः प्रभवंति बोध्धुम् ॥**

**त्वां** તમારા **शील रूप चरित्र** વડે **परमप्रकृष्ट सत्वेन** અતિ ઊત્તમ ગુણોવડે **सात्विकतया प्रबलैश्च शास्त्रै** સાત્વિક પ્રબળ શાસ્ત્રવડે **प्रख्यात तदैव** તેવાજ **परमार्थ विदां मतैश्च** પરમાર્થ જ્ઞાનીના મતવડે પણ **नैव** નહિજ **आसुर प्रकृतयः** અસુર પ્રકૃતિવાળાને **प्रभवाति बोध्धुम्** જ્ઞાન થતુ નથી.

**અર્થ**—તમારા શીલ, રૂપ, ચરિત, પરમોતમ ગુણો, સાત્વિક પ્રબળ શાસ્ત્રને પ્રખ્યાત પરમાર્થ જ્ઞાતાના તેવાજ અભિપ્રાયોવડે પણ આસુર પ્રકૃતિવાળાને બોધ ઉપજતો નથી.

**વિવેચન**—પ્રભુનું શીલ–એવું છે જેવું બીજા કોઇનું નથી, યદ્યપિ તે કોટી બ્રહ્માંડના નાયક છે છતાં તે પ્રત્યેક અંડના પ્રત્યેક દે-

હધારીના સખા થઇ તેના ભેગા તેના ગંદા દેહમાં પણ રહે છે, તેના માટે વિભુ થકા પરિમિત, દીવ્ય થકા તે દેખી સકે તેવા આકારમાં, તેના જેવા વેશ ભાષાવાળા થઇ જાય છે, જેવું બીજા કોઇ દેવ મનુષ્યથી બનતું નથી. તે તેટલા હલકા થવા ચાહતાજ નથી. અર્થાત્ તેના જેવા મિત્ર બીજા દેવ મનુષ્યમાં મળવા કઠણુ જે સૌથી મ્હોટા છતાં સૌથી છોટા થાય.

૩૫—તેમાં પાછો ઊદ્દેશ અમારૂંજ મન હરવા, તે અમારા નયન મનને હરે એવાંજ રૂપ ધરે તે એ રીતે અમને બીજી બલાઓથી પરાણે રોકી પોતામાં પેસાડે, ને પોતાની ખુબીમાં લગાડે, અમારા મળ ભગાડે છે એવું પણ એજ કરી શકે છે, કારણ બીજા બધાનાં પ્રાકૃતરૂપ છે. તેનો તો મળ ચઢે છે, જ્યારે આ દીવ્ય હોવાથી સૌથી સુંદર છતાં સર્વથા ઊલટું અઘહર છે. ને તેવાં એ અનેક રૂપ ધરે છે જણ જણ માટે જૂદાં ધરવામાં પણ પ્રસંગ પડે કસર કરતા નથી.

ચરિત—એવાં ચિત્તાકર્ષક ને દૈવી કે તેજ સર્વેશ્વર છે એમ સહજ સ્વીકારવું પડે. વામનમાંથીજ ત્રિવિક્રમ. ચતુર્ભુજમાંથીજ સહસ્ત્ર બાહુ, ને તે વાત પણ વિશ્વવિદિત કરે છે. જેથી સૌ તે સત્યનો લાભ લે અને પરમ પ્રકૃષ્ટ સદ્‌ગુણોની તો સીમાજ છે. અસંખ્યેય કલ્યાણ ગુણના ઓઘના મહાર્ણવ છે જેનો લાભ અસંખ્ય ચેતનોને એક સરખો આપવા તૈયાર છે. ચેતનને જ્ઞાન આપી પોતે દેહ ઇન્દ્રીયો વિષયો બનાવી આપી, તેને કેમ વાપરવા તે માટે સમજણ શાસ્ત્ર આપી, તે સમજાવનારા આપી, તેમાંથી જે ધર્મ અર્થ કામ ચાહે તે માટે ઊચિત કૃતિ જે ચહે તેને કરાવી આપી, તેને તેનું ફળ ઉપજાવી આપી ભોગવાવે છે. અસંખ્ય ચેતનોને માટે અનંત કાળથી એમ—પોતાનો સામન શક્તિ—જ્ઞાન—વાપરવા આપ્યા છતાં વિરામતા નથી, ચેતનો ઊલટો ઉપયોગ કરી દુઃખ વહોરેતો સુધારવા રહ્યાંમા, ઉપાય કાયર થયા વિના, ઉત્તરોતર વધુ—બગડે તેમ વધુ—વધુ કરે જાય છે. ને જો પોતાના અભિ-

પ્રાયને અનુસરે તો તો તેમનું સત્ય શ્રેય પોતા સમાન સુખ, પોતાની જાતનું સમગ્ર સદા સારૂ સુખ પણ આપેજ જાય છે. જેવું બીજાથી બને તેમજ છે નહી. કારણ બીજા બધા અણુ પોતે હું કશું નહી, પોતેજ માગણ જે મેળવ્યું તે શ્રમથી ને તે એ ઓછું થવાના ડરવાળાં, એટલે સ્વાર્થીજ છે. ત્યારે પ્રભુ પૂરા પરમાર્થી છે છતાં.—

ને તેવો લાભ અનેકને દીધાના ઉપાય પ્રમાણ દાખલા ઊચ્ચાં માનનીય શાસ્ત્રોમાં, ને તેમ કહેનારા તે શાસ્ત્રને તેવીજ રીતે સમજાવનારા પૂરા સત્યવાદી સમર્થ અનુભવી વિશ્વવંદ્ય મહાત્માઓ પ્રતિજ્ઞાઓ કરી કહી લખી ગયા છતાં.—

તે તમામ તેમને ધ્યાનપર આણીયે. તોપણ, તે તેમને રૂચેજ નહીં. એવા પણ દેહધારીયો આપણામાંજ છે, પૂર્વના પાપના લીધે જેમ ઘુવડને બનાવટજ દેહની એવી મળી છે કે તેને લાખો દીપ ચંદ્ર કે રવિનો પ્રકાશ નકામો, તેમજ આ સર્વ જ્ઞાન તેમને પ્રકાશ કરવાને સત્યબોધ દેવાને સમર્થ નથી. તેમને પોતાની પ્રકૃતીઅનુગુણુજ વિપરીત તે સવળું ને સવળું તે અવળુજ ભાસે છે. અસુર પ્રકૃતીનો એ સ્વભાવ છે. તેમાં જે જીવ બંધાણા તે કમળાવાળા પીળુ ન દેખે તેવા બનાવટથીજ છે. તે તેવી દેહમાં રહેશે ત્યાં સુધી તેવોજ અનુભવ કરવાના માટે તેમનાથી ન ડગવું, ન તેમને સુધારવા મથવું. સત્ય ખરેખર તો એજ છે જે ઉપર સ્થાપન કર્યું છે. ને દૈવી સંપતિવાળાને તે સદ્ય સમજાયે તે તેજ ન્હાશે.

### હરીગીત.

તવ શીલરૂપ ચરિત્ર તેમજ ઊત્તમોત્તમ ગુણ તથા,
તેવાં પ્રબળ સાત્વિક શાસ્ત્રો પ્રતિ વરણેલી કથા.
પ્રખ્યાત આપ સંબંધીના પરમાર્થ જ્ઞાતા—નામતો;
હોવા છતાં તમને ન જાણે અસુર પ્રકૃતિવાનકો.

### પદ સોરઠ.

આપો લાભ તમામ, બાપ બાળોને બની બીરદાળા. આપો ટેક.

કાપો સંશય સદ્ગુરૂદ્વારા, શાસ્ત્ર ભણાવી મુદામ;
સ્થાપો નિશ્ચય હૃદય વિશે હરિ, તર્ક કઢાવી તમામ. બાપ.
મંડું મનથી તનથી ધનથી, કરવા ત્હારાં કામ;
પ્યારાં થાય અકારાં ન બને, અમથી આડું જામ. બાપ.
રૂપ બતાવો જગત તાત તવ, દીવ્ય દેશ—ને—ધામ;
ભાવ ઊરે ઉપજાવો એ પર, જણાય જુગતે લલામ. બાપ.
અનુભવ આપો દીવ્ય ગુણોનો સદૈવ સદ્ગુણ ગ્રામ;
પ્રેમ વધે એથી આપોપી પળે ભૂલાય ન નામ. બાપ
અમે તમારે સારૂં તેમજ અમ સારૂ છો શ્યામ;
પડદો કાઢી દ્યો પરમેશ્વર, લ્યો દ્યો સેવા લ્હાણ. બાપ.
અનંત શાસ્ત્ર ખ્યાત સુણી શોચી ઊર ઉપજી છે હામ;
તે કહી તે ચહી ઊર આતુર રહી, પદમાં કરૂં પ્રણામ. બાપ.

---

જેમ અસુર પ્રકૃતીવાળાને પ્રભુનું જ્ઞાન નથી થતું ભાન નથી થતું ત્યાં છેવટ અનુસંધાનને અનુભવતો ક્યાંથી થાય ! તેથી તેઓ તેવા શ્રીમન્નારાયણ નથી એમજ કહ્યા કરે, તેમ દૈવી પ્રકૃતીવાળામાં જે પુરા પાર પડે છે તેમને સાક્ષાત અનુભવ સંપૂર્ણ રીતે થાય છે પણ ખરો, ને તેમની સાક્ષી અમારી શ્રદ્ધાની દ્રઢતા સારૂ પુરતી છે. તાત્પર્યઃ—શાસ્ત્ર કહે છે તેવા પ્રભુ; તેમાંજ કહી તે રીતે તેઓએ ઉપાય કરે તેમને અહીંજ અનુભવાય છે. ત્યારે શાસ્ત્ર સત્ય છે. એ અંહીજ મનુષ્યોની સાક્ષીથીજ સિદ્ધ ઠરે છે તેવા બેશક દુર્લભ છે. પણ છે ખરા, થાય છે થઇ શકાય છે. કેવા થવું ને પણ ટુંકામાં જણાવે છે ને તેમને કેવો અનુભવ થાય છે તે પણ કહી બતાવે છે. હાલ કાં થતો નથી તેનું કારણ પણ કહે છે થોડા શબ્દોમાં બહુ અર્થ ભર્યાં છે.

---

## પદ. આશાગોડી.

નાથ નીરખવા ન સહેલા જગતના નાથ નીરખવા ન સહેલા,
ગોવિંદાજી છે ગુપ્ત રહેલા. ,,
જડચર માંહે, જહાં જુવો ત્યાં, છે તો પૂર્ણ વસેલા;
પણ આડા પટ ઝટ નથી ખસતા હરિએ છે રાખેલા. જગતના.
એને ગરજ નથી કે પ્રકટે, નથી કોઇના બાંધેલા;
ન્હાવું ધ્હેવું ધ્યાવું પુંહે, પાળવા નિયમ કહેલા. જગતના.
મતિ બદલવી કૃતિ બદલવી, સુણી શાખી બની ચેલા;
એક રૂપની ટેક રાખીને સેવવા એ અલબેલા. જગતના.
સુખ દુઃખ સહેવું કશું ન કહેવું, રહેવું દ્રઢ વળગેલા,
ન્હાવું એજ મળે શે માધવ, દેહ છુટયાની પહેલા. જગતના.
લગની વધુ તેમ વિઘ્ન હઠે ઝટ, તજવા તર્ક મેલા;
ભજવા દીન ને રાત વિવિધ વિધ હઠશે મળ વળગેલા. જગતના.
જ્ઞાન પ્રકટતાં પડા ભેદશે નહી નડે કોઇ વેળા;
દીઠા કે મીઠાના મોહે, થઇજ જશું શું ઘેલા ! જગતના.
મળ્યા પછીથી એ નથી ટળતા, અનુભવાય ખૂલેલા;
અનંત એવા થવા સભાગી વાળ્ય હવે હરિ વેળા. જગતના.

---

કારણ સ્વામી સ્તોત્રકારના શબ્દ પ્રમાણ છે કેઃ—

**उल्लंधिता त्रिविध सीम समाति शायि ।**
**संभावनं तव परि वृढिम स्वभावं ॥**
**माया वलेन भवतापि निगूह्यमानं ।**
**पश्यंति केचिद् निशं त्वदनन्य भावाः ॥**

**उल्लंघित** કરેલ છે **त्रिविध सीम सम** ને **अतिशायि** અતિશયપણાની **संभावनम्** સંભાવના **तव** તારો **परिवृढिम** ઘણો મ્હોટો **स्वभाव** તેને **मायाबलेन** માયા બળવડે **भवतापि** આપે પણ **नि-**

**गूह्यमानं** ધૂપાવેલ છે તેને **पश्यंति** જુવે છે **केचित्** કોઇ **अनिशं**· હમેશે **त्वत्** તારા **अनन्य भावा** અનન્ય ભાવવાળા.

**અર્થ**—ત્રણ પ્રકારની હદ અને સમ અતિશયની સંભાવના ઊલ્લંઘન કરેલ છે એવા તારા મહા પ્રબળ સ્વભાવને તે માયાબળ વડે ઢાંકેલ છે છતાં પણ કેટલાક ત્હારા અનન્ય ભાવવાળા તેને નિ· રંતર અનુભવે છે.

**વિવેચન**—ત્રણ પ્રકારની સીમા છે એક દેશની, ચાહે ચાર દીશમાં આઠમાં વા આકાશની ગણો તો દશ દીશામાં પણ કયાંથી ! એમ હદ માપ થાય છે તેમ પ્રભુને માટે નથી. કયાંહીથી તે શરૂવાત નથી ને કયાંહી તેનો છેડો નથી દેશે કરીને અનંત એજ છે, બીજું કાળે કરીને કેટલા વર્ષથી ને કેટલાં સુધી તેમ પણ તેને નથી અના· દી ને અનંત તેમજ વસ્તુએ કરીને જ્યાં જળ ત્યાં વાયુ નહી, વાયુ ત્યાં જળ નહી એમ નહી, સર્વ વસ્તુમાં તેતો ખરોજ, અંદર બાહેર, સર્વથી સૂક્ષ્મ એટલે તેના જેવો તેજ તેથી સમાનતા બીજા કોઇથી કદી કયાંહી ન થઈ શકે પછી અધિકતાની વાત શી ! આ રીતે ત્રિવિધ સીમને ઊલંઘીને સમ અધિકની સંભાવના પણ જેને નથી. તેવો પરમ દીવ્ય ભવ્ય સ્વભાવ–પ્રભાવ તેમાં પાછા સર્વત્ર સર્વ શક્તિજ્ઞાન બળ ઐશ્વર્યાદિ ગુણો પરીપૂર્ણ છે અને તેમાંજ અચિતને ચિત માત્ર એટલે અમે તમે ને દેહ દુનીયા બધુંજ છે આપણા રોમરોમમાં ને બહીર પણ તેમજ તે પૂર્ણ છે પણ કદી કંઈ પણ તેનો અનુભવ થાય છે ? નહીજ. કારણ ! તેના માયા બળવડે તે ગુપ્ત રહ્યો છે સૂર્ય ધુવડને દેખે ઘુડ સૂર્યને નહીં તેમ તે અમને જાણે જુવે અમે તેને જાણી સકતા નથી, પ્રકૃતીનું પટ–આવરણ આડું છે છતાં તેને જો· વાનો શ્રમ કરીએ, બીજા બધામાંથી ભાવ કાઢી તેમાંજ રોકીયે, બીજા વિચાર પ્રયત્ન આશા નજ રાખીએ ને તેનેજ માટે તેનીજ લગની લગાડી રાખીએ, તો તે દેખાય ને પછી તો સદા સર્વથા સર્વત્ર ઉપર કહ્યો તેવોજ અનન્ય ભાવવાળા એવો અનુભવ કરે છે તે પછી

તેનું આ લોકનું ઐશ્વર્યપર લોકનો વૈભવ બધુ ક્રમે જાણે છે. એ જાણવું, ને માણવું છે તે બ્રહ્માનંદાનુભવ છે, તેવો અનુભવે કોઇને એવાને થાય છે, એમ શ્રુતી કહે છે સ્મૃતિ શાષ્ટ કહે છે અનુભવી પોતાનો અનુભવ કહે છે બેશક તેવા દુર્લભ છે.

## હરીગિત.

જેણે ઊલ્લઘી કાળ વસ્તુ દેશની શીમા અને,
વળી સમ અતિશય તણો સંભવ—ઊતમોતમ છેજ જે
સ્વ સ્વભાવ—તે માયા બળે આપે છૂપાવ્યો તોએ પણ
તેને જુવે છે નિત્ય ત્હારા કેઇ એક અનન્ય મન.

## ભૈરવી.

ક્યારે નીરખીશ નાથ નયનભરી ક્યારે નિરખીશ નાથ
દીવ્ય મંગલ શુચીગાત નયન ભરી ,,
ઘડી ઘડી ઊર આશા ઉપજે, સ્મરી શાસ્ત્રે કહી ખ્યાત. નયનભરી.
જન જેવા તો જણાય છે નિત, વાત નથી આ હાથ. ,,
આરાધી સાધી ને સમાધી થાક્યા ગયો છકી તાત; ,,
બહુએ માણ્યા બહુ વખાણ્યા, જાણ્યા ન તે ભલીભાત ,,
શે આ સુણે બણે બીરદાળા, વૃથા ઠરે છે વલેપાત ,,
અન્ય ન જોઇએ રોઇએ જે દુઃખ તે ટાળે ન વિશાદ ,,
રીઝ રીઝ તજ ખીજ અનુપતિ યાચું જોડી હાથ. નયન ભરી.

---

## ગરબી.

જહાં જોયું ત્યાંહાં જણાઇ પ્રભુની પ્રભુતાઇ;
વિશ્વે રહી છે વખણાઈ, પ્રભૂની પ્રભૂતાઇ. ટેક.
પૂર્વ દિશાથી ઊષા પુઠેથી, સૂર્ય સોનેરી ઊગે રે;
તેજ ત્રિલોકે દશે દિશામાં, પ્રસિદ્ધપુરતું પુંગે. પ્રભુની પ્રભૂતાઈ.

જીવોનું જીવન જગ જાહેર, વાયુ વિમળ વહેછે રે;
પંખીડાં ઊઠીને પ્રભાતે, મધુરા સ્વરથી કહે છે. ,,
વિધવિધ રંગી ઢંગી ગંધી, હરખી કુસુમ ખીલે છે રે;
સરિતા ઝરણાં ખળ ખળ વહેતાં, જગને જીવન દે છે. પ્રભૂની
ભૂમાં ભર્યાં ખજાના ભારે, ખોદે કે નિકળે છે રે;
એક બીજથી સતત મીષ્ટફળ, અસંખ્ય તરૂવર દે છે. પ્રભુ
વિમળ શશિની સુખદ ચાંદની, ઔષધીને પોષે છે રે;
ગગને અણુગણુ તારા ચમકે, ત્યાં પણ વિવિધરૂપે છે ,,
કયાં કેટલા કહી ન શકાતા, શક્તિ ગુણ ભંડાર રે;
કોટી અંશનો અંશ અહિં તો, ઉંપર અપરંપાર. પ્રભુ
જેથી છે પ્રભુતાઇ બધીએ તે પોતે એ મળે છે રે;
પ્રભુમાં ન્હાવી અનંત પ્રભૂતા જ્ઞાની એજ રળે છે. ,,

---

દેશ વસ્તુ કાળની જેને મર્યાદા નથી એવા અનંત પ્રભુ જેમ સ્વરૂપે સર્વથી વિલક્ષણ વિશેષ છે તેમજ સામગ્રી સમૃદ્ધિ પણ જયાં જે છે તે ત્હેનીજ છે જેમ તે બધી ત્હેમાંજ છે તેમ તેમનો સ્વામી પણ એજ સ્વતંત્ર સર્વદા સર્વથા છે એ પણ અનંત અને અનંત પ્રકાર છે એનાથી બીજી વસ્તુ–પણ એની અંદર અને એને સ્વાધીન છે એ રાખે તેમ ત્હેવાં ત્યારે ત્યાં સુધી થાય છે રહે છે, તે બધાનું બધું ગણાવવું તો બનતું નથી પણ જે રીતે કહેવાય તે રીતે ટુંકામાં કહે છે.

**यदंमडातर गोचरं च यद्दशोत्तराण्या वरणानियानि च ।**
**गुणाःप्रधानं पुरुषः परंपदं परात्परं ब्रह्म च ते विभूत यः ॥**

**यत्** જે **अंडम्** અંડ **अंतर** અંદર **गोचर** જણાય **यत्** જે **दश उतराणि आवरणानि** ઊતરોત્તર દશ ગુણ આવરણો **गुणाः**

**ત્રીગુણ પ્રધાન** પ્રકૃતી **પુરૂષ** ચેતન વર્ગ **પરંપદ** વૈકુંઠ **પરાત્પર** મુક્ત નિત્યને **બ્રહ્મ** દીવ્ય મંગલ વિગ્રહ **તે** ત્હારી **વિભૂતયઃ** વિભૂતીઓ.

અર્થ સ્પષ્ટ છે વિવેચનઃ—

જે અંડ એટલે ઇંડુ આ જગતને દશે દીશ એક પડ છે જેમ વચમાં નાળીયેર પોલું હોય તેમ અથવા ઇંડુજ પોલું છે તેમ તેનો આકાર ઇંડા જેવો છે તેવો વિસ્તાર પચાસ ક્રોડ યોજન છે તે એક અંડ–બ્રહ્માંડ એવાં યદ્યપિ કોટી બ્રહ્માંડ છે પણ બધાં એક સરખાં તે અંડની અંદર ચૌદ લોક છે. આ ભૂલોક ઉપર સાત લોક છે નીચે છ છે તેના પેટામાં હજારો લોક પણ ચૌદ પ્રકાર, તેમાં વસ્તી છે. તેમનાં શરીર સ્થાન સામગ્રી જે છે તે તમામ અંડની અંદર ગોચર ને જીવો ચેતનો સુધાં જણાવે છે, તેવા અંડના ઉપર આવરણ જે તત્વમાંથી એ અંડ મૂળ બન્યાં છે તેનાં છે તે બધી ગમ ફરતાં હોઇને પૃથ્વીપર જળનું, તેપર તેજનું, તે પરવાયુનું, તેપર આકાશનું, એક એકથી બીજું દશ દશગણું છે તે પ્રદેશ પૂરો થાય એટલે શ્રી વૈકુંઠ પરમપદ છે પણ આ બ્રહ્માંડ જે મુખ્ય બે તત્ત્વનુ બનેલું છે તે તથા કોટી બ્રહ્માંડ પણ તેનાંજ બન્યાં છે તે ત્રીગુણ પ્રકૃતીને ચેતનવર્ગ ત્યાં પણ શરીર સ્થાન સામગ્રી સર્વ છે, પણ તે આથી ઘણીજ ઊંચી પ્રતિનાં તે તમામ તેમજ ત્યાં ચેતનો નિત્યને મુકતો છે, તદુપરાંત તેમના સૌના અનુભવમાં આવતા એવા જ્ઞાન આનંદાત્મક ઉપર બ્રહ્મ શરીરધારી ત્યાં છે તે શરીરને લઇને તેના શરીર સુધાં ઊભય લોકનું પ્રભુના સ્વાત્મા શિવાય સર્વ જ્યાં જે છે તે તેની વિભૂતિ છે. એ રીતે બધે બધાં બધું તે એકનુંજ છે. અર્થાત્ તે જેમ અનંત તે સ્વરૂપે અને એ રીતે અદ્વિતીય, તેમ વિભૂતિએ પણ અનંત અદ્વિતીય છે.

### હરીગીત.

અંડો બધાં ગોચર બધું તે માંહેનું ઉપર વળી,
પ્રત્યેકથી દશ દશ ગુણાં આવરણ તેમજ ગુણત્રયી;

પ્રકૃતિ જીવ તથા પરમ પદ પરાત્પરને બ્રહ્મ હે,
સરવે વિભૂતિ આપની છે ( એમ શાસ્ત્ર સહુ કહે ).

## પદ. રાગ વણજારો.

બધે બધું એ તાત ત્હમારૂં, એમાં આવી ગયું અમારૂં.
જડ નામે જે કહેવાતું, જડમાંથી જે જે થાતું રે,
તે ત્હારૂં ન તુજથી ન્યારૂં. બધે બધું ,,
સ્થળ ઇન્દ્રીયને ભોગે છે, કાળને દિવ્ય જે કહે છે રે,
તે ત્હારૂં ત્હારે સારૂં બધે. ,,
કીટથી બ્રહ્મા તન ધારી, ચેતન મૂળે અવિકારી,
તુજ શરીર તે પણ ધાર્યું ,,
મુક્તો નિત્યો તે રીતે, વૈકુંઠ અથથી ઇતીતે, ત્હારૂં છે સૌથી સારૂં ॥
તન ખુદ ત્હારા બહુ ભાતી, ભૂષણ અંબર બહુ જાતિ,
તુજ કાજે તમામ ચારૂ ,,
તું રાખે તેમ રહે તે, લીલા પરિકર સરવે એ,
ચહે તે ત્હેવું ઠરનારૂં. ,,
અનુપતિ શરીરી એવા, શ્રીવર દેવાધિ દેવા, હે સેવન ત્હારૂં પ્યારૂં ,,

---

## લાવણી.

ગુણો જગજનના વખણાતા,
ઘટતા વધતા જતા આવતા અનિત્ય સમજાતા;
આજ જે ઉદાર કહેવાતા,
કાલ ભીખ માગે ઘર ઘર પર લોભી લલચાતા;
ઘડી ભર શાંત રહી ખમતા,
તપી તડાકે એજ નિરપરાધીને પણ દમતા;
જ્ઞાની જે કાલે કહેવાયા,
ઘેલા ઠરી આજ જાતે તે નગ્ન બની ધાયા;

આજ જે સહાયકારી છે,
કાલ દુઃખે તડફડતા તે ખુદને લાચારી છે,
રાખી વરસો સુધી સાથે,
તજી ગયા તે ફરી મળ્યા નહીં મથી ખોળી થાકે;
ભરોસો ખુદનો નવ ભાઇ,
બીજાને શું હિમત દઇએ જઇએ ક્ષણુ માંહી;
સત્ય ગુણખાણુ અનુસ્વામી,
કદી ન ખૂટે છૂટે આવે કશી નહીં ખામી;

વિભૂતિનો જેમ પાર નથી છતાં મુખ્ય ગણાવી તેમજ મુખ્ય મુખ્ય ગુણો ગણાવે છે. જે પ્રભુમાં સ્વભાવસિદ્ધ છેજ. માયાના ગુણ પ્રભુમાં આવતાંજ નથી મુક્ત થાય તે નિર્ગુણ થઈ જાય છે. માયાના ગુણોથી શુદ્ધ થાય છે તો પ્રભુ સદા તેથી મુક્ત શુદ્ધ હોય એમાં સંદેહ શો ? એ રીતે બ્રહ્મ નિર્ગુણ છે પણ તે સાટે તેનામાં એવા દીવ્ય ગુણ છે—તેના પોતાનાજ પરમ પાવનકર ગુણ છે—જે બીજા માયાવાળાના ગુણોને હડાંટ—નીવારે છે. તેમના માયીક ગુણ ટાળે છે માટેજ પ્રભુની ઉપાસના તેનું ધ્યાન તેનું ગુણગાન તેનાથી એકતાન કરવા શાસ્ત્રનો આગ્રહ છે, તે કયા ગુણો ! એ સૌના અનુભવની વાત છે. નિત્ય તેના નિસ્વાર્થ દીવ્ય ગુણપ્રતાપેજ જગત્ જીવે છે બન્યું છે ન ભરો તે ગુણો. એ રીતે દીવ્ય નિત્યસ્વરૂપ સિદ્ધ વિશ્વપ્રસિદ્ધ છે જેમાંના મુખ્ય.

वशी वदान्यो गुणवा नृजुः शुचि ।
मृदु र्दयालु र्मधुरः स्थिरः समः ॥
कृती कृतज्ञ स्त्वमसि स्वभावतः ।
समस्त कल्याण गुणा मृतोदाधिः ॥

**वशी** વશ કરનાર **वदान्य** ઊદાર **गुणवान ऋजु** સુધા **शुचि मृदु दयालु मधुर स्थिर सम कृती** કરવાવાળા **कृतज्ञ** કરેલું જા-

ણુનારા **त्वमसि** તમેછો **स्वभीवतः** સ્વભાવથી **समस्त कल्याण गुण**રૂપી **अमृत**ના **उदधि.**

**અર્થ**—સ્પષ્ટ છે વિવેચન.

**વિવેચન**—વશી–પોતેજ પરતંત્ર હોય તો ગુણોનો ઉપયોગ ન કરી શકે તે જાતે સ્વતંત્ર વશને બીજા તમામને વશમાં રાખનાર એટલે ગુણ શક્તિ સફળજ કરે સંકલ્પ પારજ પડે.

વદાન્ય–ઉદાર પોતાનું બધુ બીજા માટેજ વપરાય તે સારૂ તો સૃષ્ટીને પરમપદ કરેલ છે.

ગુણવાન–તે કોઇ કારણસર ઉદાર નથી જેમ અગ્નિમાં ઉષ્ણતા તેમ તે ગુણવાનજ છે.

રૂજુ–તે જેમ મનમાં તેમ મુખે અથવા સૌને સુધી બ્રહ્માને કીટને તે સરખો મ્હોટા છોટાનો ભેવરો તેની તરફથી કૃપા કરવામાં નહીંજ, સહુનેજ સર્વથા સુખકર.

શુચી–અમારા દોષનો સંગ તેને ન લગાડે, અમારા ઢંગથી તે ન કંટાળે, ઓર અમારી અધિક દયા આણી અમારી દુષ્ટતા ટાળે તેનો સંબંધ રહેવોજ–મલીનતા હરવા–બસ છે.

મૃદુ–એવો સ્વતઃ મીઠો છે કે સ્વાદુ ઔષધની પેઠે તે સર્વ દશામાં પ્રિયજ લાગે.

દયાળુ–નતો બદલાતી ઇચ્છા ન બીજી કશી પોતા માટે સ્પૃહા કેવળ અમારાજ માટે કરનાર.

મધુર–મૃદુ તે સુકુમારત્વથી મન હરે ને મધુર તે રસત્વથી વશ કરે સર્વ રસનો સારજ ભોગ્યતમ નખશીખ કહો કે સર્વત્ર અનંત જ્ઞાનને આનંદમયજ રસઘન–તે જીવનુંજ જીવન એની આગળ પ્રકૃતી અતિ તુચ્છ બ્રહ્મલોક નરક પ્રાય લાગે.

સ્થીર–સદા એવાજ વિચાર રાખનાર કદી સ્વભાવમા ફેર ન પાડનાર વચન દીધુ તે પાળનારજ વિચાર કીધો તે અમલમા મુકનાર-જ ભૂલ કરતોજ નથી, ચહ્યું કે તે બને તેમ છે તેથી.

સમ–જે તેનો લાભ લેવા માગે તેને આપે તે લેનારના ઓછા વધતા દોષ ન જુવે વધુ દોષીત સારૂ વધુ શ્રમ લે વધુ કૃપા જણાવે વૈદ્ય બીમારને ગણે તેમ બધાં તેનાં છેજ તેથી.

કૃતી–સહુનુ જાતે કરનાર વિશ્વ માત્ર તેણે કર્યું દેહો માત્ર તે બનાવે છે. ધણી છે તે બેશી નથી રહેતો.

કૃતજ્ઞ–પોતે સદા કરે છતાં સ્હામું પોતા નિમિત કોઇ સ્વલ્પ પણ કરે તો તે અતિ માનનાર આ બધા ગુણ તેનામાં સ્વભાવસિદ્ધ એવાજ, કલ્યાણરૂપ–બીજાને અમૃતરૂપ છે, ને તે એટલા કે કોટી બ્રહ્માંડના કોટી ચેતનો તેનો લાભ લીધાં જાય છતાં તે દીધેજ જાય છે. એવો સાગર—

## હરીગીત.

છો વશી પરમ ઊદારને વાત્સલ્ય ગુણવાળા સરલ,
પરિશુદ્ધ મૃદુ ઊરને દયાળુ મધુરને સહુ વિધ અચલ;
સર્વને સમ કૃતીને કૃતજ્ઞ સ્વભાવ સિદ્ધ સમસ્ત એ,
કલ્યાણ ગુણરૂપી સુધાના ઊદધીરૂપ ( પ્રશસ્ત હે ! )

## રાગ કલ્યાણ ગજલ.

વર્યો છઉ વિધિથી રમાવર, ત્યારથી શું શું કરો;
કર્યો ચરણો તણો કિંકર, પ્યારથી શું શું કરો. ટેક.
નક્કી છે જગદીશ તું, લક્ષ્મીશ સ્વામી શીશ તું,
ઇશ તું સમજ્યો ખરેખર. ત્યારથી.
શરણુ થાવું શ્રેષ્ટ છે, એથી અવર સહુ હેઠ છે,
મેટશે તે દુખો અઘહર. પ્યારથી.
સેવ મેં ધારી લીધી, મુરતી મધુર પ્યારી કીધી,
લીધી સુધ રાખી બહુ ફિકર. પ્યારથી.
બતાવ્યા અર્થો ઘણા, દાખવ્યા ધામ સોહામણા,
મણા ન રહે માનતાં ધર, પ્યારથી.

ખાનપાને માનથી, સંતુષ્ટ કીધો સ્થાનથી,
બચાવ્યો તોફાનનો ડર. પ્યારથી.
કુકર્મોથી રોકતા, યુક્તિયોથી રહો ટોકતા,
મોખ કીધો શ્રેષ્ટ આખર. પ્યારથી.
કામ મન ગમતું દીધું, ચિત ચરણમાં રમતું કીધું,
ન દમતું તે હવે દિનભર. પ્યારથી.
અતુ છે આનંદ પણ, લવલેશનો સંબંધ ક્ષણ,
દે હવે પૂરણ ઊમરભર. પ્યારથી.

---

### પદ રાગ કલ્યાણ.

ગુણગણ પ્યારા ત્હારા સારા શું સંભારૂં,
સારા શું સંભારૂં ન્યારા ન્યારા શું સંભારૂં. ગુણગણ પ્યારા.
અનુભવે જાણી નિત્ય, અનુભવે જાણીં પ્રીત,
ભવે હવે ભય નવ ધારૂં રે. ગુણ.
પ્રસંગો ત્રિત્યા સંભારૂં, મામલા જીત્યા સંભારૂં,
પિતા હિત કરો ન્યારૂં ન્યારૂં રે. „
પાળો છો હા! કેવી રીતે, સંભાળો છો કેવી પ્રીતે,
વાળો છો સુપંથે થાવા સારૂં રે. „
આપો છો અપૂર્વ લ્હાણ, આપોછો અપૂર્વ જ્ઞાન,
દાન એ સમાન કો ન ધારૂં રે. „
પ્રકટાવ્યો છે વિશ્વાસ, ઉપજાવી છે સુ આશ,
દાસત્વ વિના બીજું અકારૂં રે. „
મીઠી વધુ કરો સેવા, પાડો વધુ એના હેવા,
અંતુઅંત માગણું એ મ્હારૂં રે.

ચેતનોની સંખ્યાનો પાર નથી. આ લોકમાં ને નિત્યલોકમાં સર્વ તેના ગુણોનો લાભ લે છે છતાં તે ખૂટતા નથી ખુટશે પણ

નહીં. બીજા ગુણો તો ઠીક પણ તેનો ખાસ ગુણ આનંદ છે કારણ તે આનંદસ્વરૂપ છે. તે અનંત છે એટલું કહેવામાંજ બધું આવી ગયું પણ પ્રભુનેજ પામવા " બ્રહ્માનંદ સહુથી ચઢતો " તે કેવો ! એનો ખ્યાલ અપાવવા શ્રુતિએ જે રીતે પ્રયાસ કર્યો છે તે આનંદ વલ્લી તે લક્ષમાં રાખી કહે છે.—

उपर्यु पर्य्यब्ज भुवोपि पूरुषान् ।
प्रकल्प्यते ये शत मित्यनु क्रमात् ॥
गिरस्त्व दे कैक गुणावधी प्सया ।
सदा स्थिता नोद्यमतो ति शेरते ॥

**उपर उपर अब्जभूव** બ્રહ્મા **अपि** પણ **पूरुषान** પુરૂષોને **प्रकल्प्यते** કલ્પે છે **ये** જે **शतम्** સો **इति अनुक्रमात्** એ અનુક્રમથી **गिरः** વાણી **त्वत्** તારા **एकैक** એક એક **गुणनी अवधि**ની **इप्सया** ઇચ્છાવડે **सदा स्थिता** સદા રહી છતાં **न उद्यमत अति शेरते** ઉદ્યમથી વિરામતી નથી.

**અર્થ**—બ્રહ્માને ઉપર ઉપરને માટે પુરૂષને ઠેકાણે કલ્પે છે ને એ રીતે શતના અનુક્રમથી જે વેદવાણી આપના એક એક ગુણની અવધી પામવાની ઇચ્છાથી સદા લાગી રહી છે પણ તે તે ઉદ્યમથી વિરમી નથી.

પ્રથમ માણસ–પુરૂષથી શ્રુતિએ આરંભ કરેલ છે પ્રથમ સુખ આરોગ્યતા, તેમાં પણ જવાની, તે બળવાન, વિદ્વાન, સત્તાવાન તે ચક્રવર્તી મહારાજ કોઇ પણ હરીફ વિનાનો તેને સર્વ સ્ત્રી મંત્રી પ્રજા અનુકુળને વિત્તથી રાજ્ય પૃથ્વી પૂર્ણ હોય તે એક માણસનો પૂરો આનંદ તેથી શતગુણ મનુષ્ય ગાંધર્વનો, તેથી ગાંધર્વ કમદેવ, અજાન દેવ, દેવ, ઇન્દ્ર, બ્રહસ્પતિ એમ ઉત્તરોત્તર સો સો ગણો આનંદ. છેવટ તે બ્રહસ્પતિના આનંદથી સોગણો તે બ્રહ્માનો આનંદ થયો એક

બ્રહ્માંડના અધિકારી પુરૂષનો આનંદ એ એક માપ કરી હવે તેવા કેટલા બ્રહ્માંડાધીપતિને તે કયારથી કયાં સુધી તે બધાના આનંદની ગણના પરમાત્માના આનંદ માટે શ્રુતિ કરે જાય પણ કાળ અનંત છે બ્રહ્માંડ અનંત છે તેથી તેનો પાર પામી નથી ને પામવાની નથી. એક આનંદ ગુણની જે વાત તેજ નિયમ તેના સમસ્ત કલ્યાણ ગુણ સારૂ લાગુ પડે. તાત્પર્ય અનંતના ગુણો અનંત તે પ્રત્યેક ગુણ પણ અનંત છે ને તેમનો લાભ તે તે એક ગુણસાગરને પામવાથી મળી શકે છે. તેનું નામ બ્રહ્માનંદ જેમાં સર્વ પ્રકારના આનંદોનો સમાવેશ થાય છેજ.

## હરીગીત.

જનથી લગાવી અજ લગી, આનંદની ગણના કરી;
અજને પુરૂષ કલ્પી કરી, સો ગણા એમ ફરી ફરી.
એકેક ત્હારા ગુણ તણી હદ, જાણવા ઇચ્છા ધરી;
ઉદ્યમ કરે છે વેદવાણી, પણ નથી અટકી જરી.

**ગરબી.** “ વારો જસોદા માવડી ” એ રાગ.

ભોગવે જાઉં છું ભગવાનને, છે ધન્ય ભાગ્ય, ભોગવે જાઉં છું.
જડને જીવથી જાણ્યા જૂદા, વ્યાપક પુનિત શ્રીમાનને. છે ધન્ય !
અંતરમાં વસતા અવિનાશી, પ્રેરક રખાવતા ભાનનેં; ,,
અવતારોના સ્મરી ઉપકારો, પ્રેમે કરી ગુણ ગાનને. ,,
નખ શીખ નીરખી મંગળ મૂરતી, માની સ્વામી અસમાનને; ,,
સંભારી સંભારી શૃંગારો, સ્વારીયોનાં ધરી ધ્યાનને. ,,
પામી પ્રસાદ અતિ આલ્હાદે, કરી પાદોદક પાનને; ,,
સંતોથી સુખવંત ચરિત્રો, સુણી શુચી કરી કાનનેં, ,,
એનો અનુભવ અનુજ જાણે, માને ધણી દઈ માનને. ,

---

**પદ.** “ જગદીશ જપ રે ” એ રાગ.

રાતદિન સરખા, હરખ્યા રહીયે હરી રંગે,

વ્હાલાજી વસતા હારે, થયા સસતા શ્રીવર પ્યારે;
કરૂણાધન કેમવીસારે, કર્યો સુખી સંગે. હરખ્યા.
લેખીયે ન ધન સાધનને, દેખીયે ન ધારી જનનેં;
પેખીયે બધે શ્રીમનનેં, વિધવિધ અંગે. હરખ્યા.
જોઇએ નહી જનની ક્રીડા, ખોઇયે ન સમય સહી પીડા,
ભગવાન રહે ઉર બીડયા, તમામ પ્રસંગે. હરખ્યા.
રીઝીયે કદી ગુણ ગાને, ડુબીયે કદી પ્રિય ધ્યાને;
ભરીયે સુકથામૃત કાને, પડે ન ભંગે. હરખ્યા.
મળતા વ્હાલાના વ્હાલા, દેવા સમ તેઉ દયાળા;
એનેજ સ્મરાવાવાળા, સ્મરે ઉમંગે. હરખ્યા.
પહોંચી જઇએ ધણી ધામે, નીરખીયે થતી ધુમધામે;
ભળીયે ત્હેમાં પ્રિય કામે, સુધરે ઢંગે. હરખ્યા.
વહાલાની વડાઇ વખાણી, ઉચરે જે દૈવી વાણી,
તે સુણી મોદ મન આણી. ન રહીયે તંગે. હરખ્યા.
પ્રકટે ઉર અનુસંધાને, પ્રકટે છબીમાં શ્રીમાને;
મન મોહી જાય નહિ શાને, લજાય અનંગે. હરખ્યા.
સેવા સમીપમાં કરતાં, શું હર્ષ હૃદયમાં ધરતાં;
કાળજાં શુચી થઇ ઠરતાં, કરે શું ગંગે. હરખ્યા.
ખુબી એની બહુ ભાતી, ભોગવેજતા દીન રાતી;
પ્રેમી વૃત્તીયો ભીંજાતી અતિ ઉછરંગે. હરખ્યા.
તૃપ્તી સાચી અનુ પામી, પદકંજે રહ્યો વિરામી,
કરી દીધા ખરે સકામી, સ્વામી શ્રીરંગે. હરખ્યા.

આતો અહમારો કંગાલ અનુભવ ! પણ જે ખરેખર આગળ વધેલા છે તેમના વિશે કહે છે.

**त्वदा श्रितानां जगदुद्भव स्थिति**
**प्रणाश संसार विमोचनादयः**

**भवंति लीला विधयश्च वैदिका**
**स्त्वदीय गंभीर मनोनुसारिणः**

**त्वत्** તમારા **आश्रितानां** આશ્રિતોને માટે **जगत्**નો **उद्भव** ઉત્પત્તિ, **स्थिति** ને **प्रणाश** પ્રલય ને **संसार** થી **विमोचन आदि भवंति** થાય છે **लीला विधयश्च** અને વિધિયો **वैदिकाः** વેદની **त्वदीय** તારી **गंभीर मन अनुसारिणि**—

તમારા આશ્રિતને માટે જગતની ઉત્પતિ સ્થિતિ પ્રલયને મુક્તિ આદી લીલા થાય છે ને વેદની વિધીયો તમારા ગંભીર મનની અનુસારી છે અથવા ત્હમારા ભક્ત એવા સમર્થ થાય છે કે જેમને સંસાર લીલા ને વેદવિધિ તેમની મનોવૃત્તિયોજ થઇ જાય છે. ભગવાનની આજ્ઞા પાળવાથી સંસાર લીલારૂપ થઇ જાય છે મુક્તિ મળે છે. ભગવાનના આશ્રિત એ રીતે થયા એટલે સવશક્તિત્વં આવે છે. પ્રભુ પણ ભક્તને વશ થાય છે તેમની વાણીમાં શારદા વસે છે શ્રુતિ વસે છે. આપોપિ વેદાર્થ તેમના મુખથી નીસરે છે જીવનમુક્ત તેમને કહો. પ્રભુના પ્યારા ' આશ્રિત આજ્ઞાધારક એજ ધન્ય છે એજ કૃતકૃત્ય છે. સૌ તે થઇ શકે છે સૌ સારૂ જ પ્રભુ લીલાથી શ્રષ્ટી કરે છે. મનોભાવ બતાવનારી વેદ વિધિયો પ્રકટ કરે છે તેનો લાભ લેવો જોઇએ. લેતાં આવડવો જોઇએ. યથાર્થ વર્તન રાખવું કથન તૈયાર છે. પ્રભુ તૈયાર છે.

**હરિગીત.**

ઊત્પત્તિ કરવી જગતની પાળવું કરવો નાશ છે,
સંસારમાંથી છોડવાં આદિ કર્યું જે ખાસ છે;
તે આપના આશ્રિતોની લીલા સહુ એ થાય છે,
વિધિ વેદની ગંભીર મન અનુસારી ત્હારી ગણાય છે.

**ગરબી.** " મહેલે પધારો "—એ રાગ.

ધીરે ધીરે ચઢાવજો નાથ, હાથ મ્હારો હેતેથી ઝાલી;
છું તૈયાર હું આવવા સાથ, તાત શ્રી કરો રખવાલી. ટેક.

લખચોરાશી ફેરવી, આણ્યો નર તન માંહે;
પશુ સદ્રશ રાખ્યો નથી–માત્ર વિષયીક વર્તન માંહે. હાથ મ્હારો.
જન જેવો ઝગડા વિશે, નથી રાખ્યો સંદીગ્ધ;
સ્વરૂપ સમજાવી ચિંધ્યો, સંપ્રદાય શ્રીજીનો પ્રસિદ્ધ. હાથ મ્હારો.
સદ્‌ગુરૂથી મંત્રો લીધા, પામ્યો શુચી સંસ્કાર;
શાસ્ત્રપ્રતી દ્રષ્ટી દઇ કાઢયો કળથી જંજાળની બ્હાર. હાથ મ્હારો.
જૂની ટેવો ટાળશો, જુગતે જગજીવન;
અંત સુધી સંભાળશો, કીધાં જાઓ શુચી તનમન. હાથ મ્હારો.
અંતે આવી તેડવા, લઇ જાજો નિજ સ્થાન;
સેવ સિદ્ધિ ને સાહેબી આપજો અંતુને ભગવાન. હાથ મ્હારો.

---

આંહી સુધી શ્રીમન્નારાયણ પરમતત્ત્વ છે ને તેનાજ વશમાં બધું છે તે સ્વરૂપે ગુણે સમૃદ્ધીએ અનંત છે ને તેને પામનારે તેના જેવા જ થઇ જાય છે એ રીતે તેની વડાઇ પૂર્વક–પ્રભૂતાઇ પૂર્વક પ્રભુનું વિવેચન કર્યું. હવે તેને પામવા શી રીતે? તે માટે શું ઉપાય. અમારે સારૂં હિત શું છે. તે વિશે કહેવાનો આરંભ છે પ્રથમ પદ મુક્યું.

પદ. " જગમાં મીઠાતોરે મોરારી "—એ રાગ.

પ્રભુને પમાય તે શી રીતે! જગ માયાને કોણ જીતે! પ્રભુને ટેક.
નહિ પમાય ન્હેવું કહે ક્ષણ પણ. વાત પડી ન મૂંકાય;
માયાથકી થયા અતિ કાયા, ન્હેમાં શે રહેવાય! પ્રભુને.
સઘળા પડી રહી નથી રહેતા, બનતું કરતા ડાહ્યા;
જપ તપ દાન ધ્યાન આચરતા, ત્યાંએ અમે મુંઝાયા. ,,
સ્થિતિ તપાશી વધી ઉદાસી, અમથી થાય ન પૂરૂં;
આરંભીને અધવચ્ચ મૂકું, ફોગટ ફળનેં ઝુરૂં. ,,
કમર કશું ને પંથે ધસુ હું, તોએ પત્તો ન લાગે;

અસંખ્ય ભવનાં પાપો આડાં, આવે નવાં એ આગે. „

અઘ ન કરૂં આચરૂં પુણ્ય હું તોએ જીંદગી થોડી;
કોટી ભવથી નાઠો, એક ભવે શું પહોચ્યું દોડી ! પ્રભુને.

આજ ભવે ને અંતજ સમયે, માયા પાર જવાય;
અનંત એનો મહા મંત્ર એ, ગ્રહ્યા પ્રભુના પાય. „

---

नमो नमो वाङ्मनसातिभूमये,
नमो नमो वाङ्मनसैक भूमये
नमो नमो नंत महाविभूतये,
नमो नमो नंत दयैक सिंधवे ॥

**नमः** નમન છે **नम वाऽमनसा** વાણી મનવડે **अतिभूमये** અતિભૂમિ માટે, **नमो नमो वाऽमनसा एक भूमये** વાણી મનવડે એક ભૂમિ અર્થે; **नमो नमो अनंत महाविभूति** વાળા અર્થે **नमो नमो अनंत दयाना एक सिंधु** અર્થે.

અર્થ સ્પષ્ટ છે. વિવેચન બીજો ઉપાય આ કાળમાં આપણાથી પૂર્ણ બને તેમ ન માની તેના પગમાં પડવું. પોતાનો મમકાર છોડવો, એટલે તેને પરતંત્ર બની રહેવા કબુલત દેવી, એજ ઉત્તમ છે. પોતા માટે નહીં એટલે તેને માટેજ રહેવું એજ **नमः** નું તાત્પર્ય છે. તેની ઇચ્છા પ્રમાણે વર્તવું, વિરૂદ્ધ વર્તન–સ્વતંત્ર વર્તન–સર્વથા તજવું, એ રહસ્ય છે. તે સૂચવવા નમવું પગે પડવું. શરણ થવું. એ વિધી છે. તે વારંવાર કરે છે ઉત્તર મળે, દીલાસો મળે, ત્યાં સુધી. કોને ’ વાણી મન નથી પહોંચી સકતાં તેને, એટલે કે સર્વપ્રકારે અનંત, ને જેને પૂરા નથી પમાતા તેને વાણી મનની એક ભુમી, એટલે વાણીમન જે કરે તે તેનેજ લાગુ પડે એવા સુલભ ને તે કોણ ! અ-

નંત મહાવિભૂતિવાળા, જેથી કોઇ મ્હોટું-જે વિના કોઇ મ્હોટું હોઇ સકતું નથી તેને-તેને અમારી શી તમા ! તે અનંત દયાના એક સાગર-દયાનાજ સમુદ્ર છે તેથી તે અમારાપર જરૂર દયા કરશે એવા વિશ્વાસથી તેના પદમાં પડવું તેની આ મ્હોટાઇથી મોહીને નમવું બીજું રંક ચેતનથી શું બને ! એજ કે તેનું મહાત્મ્ય, સ્વરૂપ, વૈભવ, સ્વભાવ, સમજી નમવું.

### હરીગીત.

મન વાણીની અતિ ભૂમિ અર્થે હું નમું છું હું નમું,
મન વાણીની એક ભૂમીને હું નમું છું હું નમું;
અનહદ મહાન વિભુતિ વાળાને નમું છું હું નમું,
અનહદ દયાસાગર નિરાળાને નમું છું હું નમું.

---

### પદ. "નટવર વસંત" એ રાગ.

રમાનાથ પદે જોડી હાથ નમું,
જોડી હાથ નમું પ્રેમ સાથ નમું રમાનાથ પદે૦
એ આદિને અંત એ, એ અનંત છે ઇશ,
શક્તિ સત્તા સમૃદ્ધિ, સમસ્ન તણો અધીશ;
એ જગદીશ, અનીશ ઇતર સહુ,
નામી શીશ ગણી તાત નમું. રમાનાથ પદે.
પામે નહીં કોઇ પાર પાર ન તેથી રે,
છે એજ સદા આધાર, ધારે હેતેથી રે;
સ્વીકારીએ કે સાંપડે-છેજ શરીરી બાપ,
લાભ મળે ગુણગણુ તણા, નડે ન ત્રિવિધી તાપ;
આપ અપૂર્વ અનંત સુધા નિધિ,
ભોગવી થઇ એજ જાત નમું,
જાત નમું દીનરાત નમું રમાનાથ પદે જોડી હાથ નમું.

---

## પદ. કોઇ સુનો મેરી ફરીયાદ. ” એ ઢાળ.

શાસ્ત્રથી સુણ્યા અનેક ઉપાય, પણ અમથી એકે ટેકે પૂર્ણ ન થાય
હે રામ ( ચારવાર ) અમે સુણ્યા અનેક ઉપાય.
કરવા માંડ્યા પાછા છાંડ્યા, ફળ કયાંથી દેખાય,
કર્યાવિના એ તરવું કયાંથી ! એજ વિમાસણ થાય,
હે રામ રામ સીતા રામરામ રામ અમે.
નથી રહ્યા અણુસમજુ એથી મરણ ભુલી ન જવાય,
કરવું કરવું મન તલપે પણ લાગ વૃથા ખોવાય. હે રામ !
સમજ્યા વિધિ લગાડયા રસ્તે, પકડયા ગુરૂના પાય,
પાછા રખડ્યા અવળે પંથે, કરે હવે કોણ સ્હાય. હે રામ !
રળીયે પણ પાપી નવ ટળીયે, બળીયે ત્રિતાપ માંહ્ય,
શા રીતે નિકળીયે તેનો, ચોખ થવા ચિત્ત ચાહ્ય. હે રામ.
ઉપાય અને ઉપેય શ્રીપતિ, શાસ્ત્રપ્રતિ કહેવાય,
તેજ ગણીને શરણ બણીને, પડ્યા ચરણની માંહ્ય. હે રામ.
સાચે મને તને નં વચને, અનંત સેવા ચાહ્ય,
ઘો પૂરી દેવાધિદેવા, રહેવા સુભાગ્ય માંહ્ય. હે રામ.

---

પ્રસિદ્ધ ઉપાય બે છે ભક્તિને પ્રપતિ. તેમાં ભક્તિ સંપૂર્ણ બને તેમ નથી માટે પ્રપત્તિ–શરણાગતિ–પદે પડવું કરેલ છે તે માટેનાં કારણ પણ બતાવે છે. જેમાં ભક્તિનું સ્વરૂપે સમજાય છે.

**न धर्मनिष्ठोस्मिनचात्म वेदीनभक्ति मांत्व चरणारविंदे**
**आकिंचनो नन्यगतिः शरण्यं त्वत्पाद मूलं शरणं प्रपद्ये ॥**

**न धर्मनिष्ठ अस्मि** હું ધર્મનિષ્ટ નથી **न च आत्मवेदी** ન તો આત્માનો જ્ઞાતા **न भक्तिमान् त्वत् चरणारविंदे** તમારા ચરણારવિંદમાં ભક્તિમાને નથી **अकिंचन अनन्य गतिः** છું હું **शरण्यं त्वत् पादमूलं** આપના પદ તલમાં **शरणं प्रपद्ये** પામુંછું.

અર્થ—સ્પષ્ટ છે.

**વિવેચન**—પરલોકના સુખના ઉપાયનો પાયો ધર્મ છે. સોળ સંસ્કાર થઇ વર્ણ પ્રમાણે ચારે આશ્રમના ધર્મનું નિષ્કામ પાલન થાય, તદુપરાંત તપ જપ દાન જેટલું વધુ બને તેટલું કરાય, તો નવાં કર્મ ન બને ને જૂનાં ધોવાય. તેમાં સંસ્કારે પૂરા થયા નથી, પછી આશ્રમ ધર્મપાલન ને તદુપરાંત વિશેષ વર્તન ક્યાં? આ કર્મયોગ તે પૂરો પળાય તો–પછી તે સાથે વધુ ધ્યાનથી આત્માનો વિચાર છેવટ તેનું જ્ઞાન થાય તે પણ ક્યાંથી! યમ નિયમજ આ કાળમાં પૂરા પળાવા કઠણ છે. તે પૂર્ણ પળાય ને આત્મવેદી થવાય તો તેની પ્રભાવંડ–કોઇ એક બ્રહ્મવિદ્યા પ્રમાણે ઉપાસના કરી પરબ્રહ્મનો સાક્ષાત્કાર કરવો બને તે માટે સાધનમાં–ભક્તિયોગ–નવધા–સાધવો ને, તેની પૂરતી થયે અનન્ય ભક્તિ થાય અખંડ લગની–પૂરી ઉપાસના તેએ તેવી ચરણારવિંદની લગની ક્યાં! એ પૂરો ભક્તિયોગ; ધ્યાન તે જ્ઞાનયોગ, ધર્માચરણ તે કર્મયોગ, આ ઉપાયો ગીતાજીમાં વિસ્તારે કહ્યા છે. તે એક પોતાથી પાર પડાય તેવા બને તેમ નથી. એ રીતે તરવાનાં સાધનહીન માટે અકિંચન છું ને તે બીજાની મદદથી પાર પડે તેવો પણ કોઇ નથી, ખુદ બ્રહ્માએ બંધનમાં છે એટલે "અનન્યગતિ" બીજી ગતિ વગરનો એ રીતે સાધન સહાયથી લાચાર ને છુટવાનો તો વિચાર છે, તેથી શરણ થવા યોગ્ય તે શરણ્ય–જે સર્વ શક્તિમાન દયાળુ સર્વજ્ઞ છે તેના પાદ મૂળનું શરણું પકડું છું, એટલે તે પાર પાડે, ઉપાય થાય, ઉચિત કરાવે, ને પોતાને પમાડે. એવો તેના સામર્થ્ય સારાપણામાં મહાવિશ્વાસ રાખી તેનાપર રક્ષણનો ભાર મુકવો જોઇએ તે મુકે છે.

## હરીગીત છંદ.

હું ધર્મ નિષ્ટ નથી, નથી હું આત્મનો જ્ઞાતા અને,
ભકિત તમારા ચરણુની વણ ન પુરી મુજથી બને;

એવો અકિંચન હે શરણ્ય છઊં નથી બીજી ગતિ,
તેથી શરણ આવું છઉં તવ પાદના મૂળોપ્રતી.

અને પછી પૂરી શરણાગતિ ઊતર કૃત્ય તે એજ કે—મહાવિશ્વાસ કે તે જે કરે તે કબુલ.

## પદ. " અબમેરી રાધેને બંશી ચુરાઈ. એ રાગ.

નાથ કરે તે કબુલ છે મ્હારે, મારે ચાહે ઊગારે. નાથ કરે તે
એથી મ્હોટો અન્ય નથી કોઇ, સુધા સરવ પ્રકારે;
એજ ધણી છે શીરે સ્વાભાવિક, હક સ્વાભાવિક ધારે. મારે ચાહે.
એથી ડાહ્યો અન્ય નથી જે, કારજ લઘુ સુધારે;
એથી સમર્થ અન્ય નથી જે કરે સુખી વિણ વારે. ,,
એથી ભલો નથી વધતો જે અવગુણ નવ ઊર ધારે;
એથી ઊદાર અન્ય નથી, જે દેતાં કદી ન હારે. ,,
એનું ચહ્યું થયુંજ જણાતું ફરી ફરે ન લગારે;
એ ખોટું કદીએજ કરે નહીં ફરી ફરી ને સુધારે.
શરણ ગ્રહ્યું તે સત્ય લહ્યું અનુ શ્રેય થયું ગણ પ્યારે,
ક્રમે ક્રમે દેખાશે ફળ પણ ધૈર્ય રાખવું ત્હારે. ,,

---

શરણાગતિનું મહાત્મ્ય અપાર છે પ્રભુ દયાના નિધાન છે એજ આધાર છે. બાકી અમે તો શું અમારો વિચાર કરીએ ?

## પદ. " લાચાર " શિશુ આ દ્વાર છે. " એ રાગ.

ભય થાય છે ધભરાય છે મન નાથ આ સમે;
નવ હાથ અન્ય ઉપાય છે શ્રીનાથ આ સમે. ભય થાય છે. ટેક.
શું આ શરીરનાં એ સંભારૂં આજ લગીનાં પાપ,
હજી એ સુધારૂં ટેવ કયાં ખોટા જપું મુખ જાપ. ભય થાય છે.
તનની પીડાઓ એક પુંઠે, બીજી છેજ ખડી;

સમજુ છતાં મુજ કર્મ ફળ-શોકે ઘડી ઘડી. ,,
મનપર વિવિધ માઠી અસર હજી વધારે જાતો,
તેથી ઠરે જાતો વિફળ ઉપજાવું ઊંઘમાતો. ,,
જાતે જઈ જોડાઊં વિષયી જનોમાં વસતો;
ફસતો શું ધસતો આપથી, મુંકી ખરો રસતો. ,,
પાછો પડું ત્યારે રડું ને ચઢું તુંજ પંથે;
પણ ક્ષણ પુઠે એનું જ એ, વાંચું વૃથા ગ્રંથે. ,,
થાકી મતી નથી સંગતિની અસર ઠીક થતી;
અગતિ અનુ વિનતિ કરૂં પડી પાદની પ્રતી. ,,

પ્રભુ સર્વજ્ઞ છે પણ સ્વદુઃખ કથન કરવું રક્ષવા વિનવવા એવો વિધિ છે–મૂળ શ્લોક.—

**न निंदितं कर्म तदस्ति लोके**
**सहस्रशो यन्न मया व्यधायि**
**सोहं विपाका वसरे मुकुंद**
**क्रंदामि संप्रत्यगति स्तवाग्रे.**

**न** નથી **निंदित कर्म तत्** તે **अस्ति** છે **लोके** લોકમાં **सहस्रशः** હજારો પ્રકારે **यत्** જે **न मयाव्यधायि** મારા વડે ન બનેલ હોય **सते अहं** હું **विपाक** તેને ફળ દેવાના **अवसरे** હે **मुकुंद क्रंदामि** હું રાડો પાડું છું **संप्रति** હાલ **अगति** ગતિ વગરનો **त वअग्रे** ત્હારી પાસે.

**અર્થ**—એવું નિંદિત કર્મ નથી જે મેં હજારો વાર ન કર્યું હોય તેવો હું હવે તેના વિપાક અવસરે હે મુકુંદ ત્હારી આગળ બીજી ગતિ ન હોવાથી બુમ દઊં છું.

વિ—અનેક જન્મ થયા તેમાં અનેક પાપો અનેકવાર કર્યાં છે. જેનાં ફળો બાકી છે તે તેમનો કાળ આવતો જાય તેમ ફળ દેવા માંડે એટલે ન સહેવાયાથી ને તે ટાળવાનો બીજો ઉપાય ન રહેવાથી

હવે હરિ આગળ રાડો પાડવા માંડી છે. હરિને ઓળખ્યા, તેને ક્યાં કોણ છે તે જાણ્યા માન્યા ને દુઃખ કહેવું શરૂ કર્યું. ત્હેનું નામજ મુકુંદ મુક્તિના દેનાર. શેનાથી? કર્મના ફળ ભોગવવાં બંધ રાખી છોડી મુકનારા છે. કોને? જે પાપનો પૂરો પશ્ચાતાપ કરી તેની આગળ જૂનાં માટે માફ માગે તેને.--

## હરીગિત છંદ.

દુષ્કર્મ એવું જગતમાં એક નથી બાકી રહ્યું,
જે મેં હજારો વાર કીધું હોય નહિ એવો જ હું;
તે હવે ભોગવવા સમય, રક્ષકે કો ન રહ્યું તદા,
તમ પાસ આવી હે મુકુંદ રડી સુણાવું આપદા.

કારણ— પદ. " હવે રીઝોને વિશ્વનાથ "—એ રાગ.

હરિ જાણી છે ત્હારી વાત, નથી ખ્યાતિ ચાલી અતિ ખાસી;
છો વાલી ભલીભાત, હરિ જાણી છે ત્હારી વાત.
જે પુણ્યકર્મ જન કરતા, તેને સુખકરતા ડરતા;
નથી કોઈને કદી વિસરતા, સૌને સમાન દીનરાતરે. જાણી છે.
સારૂં તો થાય ન ઝાઝું, પાપી ઊર થાતું તાજું;
શા મુખે દુખી હું ગાજું, સાજું એ ન રહે ગાતરે. જાણી છે.
અમે મદથી જઇએ ફૂલી, પણ આપ ન જાતા ભૂલી;
જખ મારી સજા કબૂલી, પસ્તાતા ઘસી હાથ રે. ,,
છઊં ભક્ત એમ મન ધારે, લક્ષણ જવ હૃદય વિચારે;
તવ લહુ નહીં ચઢો વ્હારે, નથી પાત્ર થઇ મુજ જાતરે. ,,
છે લાભ આપને માને, છે લાભ ધ્યાયેથી ધ્યાને;
છે લાભ કર્યોથી ગાને, અઘ એથી થાય મા'તરે. ,,
છો સમર્થ દીન દયાળા, કર્તા છો જનપ્રતિપાળા;
કહે તેને રક્ષવાવાળા, વસતા સહુ દીનરાતરે. ,,
જીવ ઉપાયથી જવ થાકે, મન દારૂણ દુઃખ નવ સાંખે;

તવ જ્ઞાને કષ્ટ નિજ ભાખે, તો સ્હાય કરો છો તાતરે. ,,
હસ્તે પરહસ્તે પ્યારા, રક્ષક રહોછો પ્રભુ મ્હારા;
અનુ શરણે આવી ત્હારા, ઝાલ્યા છે પદ્મપાદરે. ,,

---

દયાળુજ તે જે દીનપર દ્રવે તે પ્રભુ છે. તેને કહે ચહે તેનુંજ શરણ ગ્રહે તેને તેવા જણાય છે તેથી પોતાની દીનતાને પ્રભુની દયાળુ ના સાથે હાલ થયેલ શાસ્ત્રીય સંબંધે સૂચવે છે, જે પ્રભુને જાણે નહી. માને નહી, તેના કલ્યાણ ગુણપર મહાવિશ્વાસ આણે નહી, તેને ત્રાતા પ્રમાણે નહીં, તેને તે ગુણોના પરાણે લાભ પ્રભુ નથી આપતા, માટેજ સદ્‌ગુરૂથી જ્ઞાત થઇ શરણુ બની જવું.

## પદ. ઝીંઝોટી.

નથી રખડતાં અમે ન ધણીયાં, સ્વામી છે શીર સાચોરે;
શક્તિ સુણીને આસ્તિક બણીયાં, નિશ્ચય ન રહ્યા કાચોરે. ટેક.
સ્વતંત્રતાનો પવન બધોએ, નિસરી ગયો મગજથી રે;
એકનેજ પરતંત્ર છીએ એ, સમજ્યાં શુચિ સમજથી રે. નથી.
એણે તો આદિથી અમપર, કરૂણા છે દરસાની રે;
અમે પડીને ભૂલવણીમાં, દીધી જાત ફસાવી રે. નથી.
ઊંધે ધંધે કષ્ટો રાખ્યાં, પેટ ભરીને ચાખ્યાં રે;
જાય ન સાખ્યાં હવે વધારે, હિમત હાર્યાં થાક્યાં રે. નથી.
વાટ ઘણી છે આગળ વસમી, મરતાં ને તે પુંઠે રે;
સ્વામીનો સ્વભાવ સંભારે, આશા ઊરમાં ઊઠે રે. ,,
પાપોમાં પુણ્યોએ પાક્યાં, વિચાર ગ્હેના આવ્યા રે;
આસ્થા લાવ્યાં ખરા ઓળખ્યા, એજ વળી ઊર ભાવ્યા રે. ,,
ચાહત તો ચિત ઊચિત થઈ છે, અને પણ એ ગમતી રે;
ઝટ જઇ પડું ચરણકમળોમાં, અનુ મટીને મમતી રે. ,,

---

અને પછી આ પ્રમાણે કહેવું.

**निमज्जतो नंत महार्णव बांत ।**
**श्चिराय मे कुल मिवासिलब्धः ॥**
**त्वयापिलब्धं भगवन्निदानी ।**
**मनुत्तमं पात्र मिदंदयायाः ॥**

**निमज्जतो** ડુબતો **अनंत महा अर्णव** સમુદ્રની **अंतः** અંદર **चिराय** બહુવારે **मे** મારે માટે **कुलमूइव** કાંઠાજેવો **आसिलब्ध** મળ્યો છે **त्वयापि** તને પણ **लब्धं** મળ્યું **भगवन् इदानीं** હાલ **अनुत्तमम् पात्र इदं** આ **दयायाः** દયાનું

**અર્થ:**—અનંત મહા સમુદ્રના અંદર ડુબતા એવા મને કાંઠાના જેવો તું બહુ વારે મળ્યો છે ને હે ભગવન્ તને પણ અનુત્તમ દયાનું પાત્ર મળ્યું છે.

**વિવેચન.**—મહા સમુદ્ર એટલે સંસાર અમારા કર્મોનો સાગર તે કેવડો? અનંત. કારણ અનાદિ કાળથી કર્મપ્રવાહ વધારતા તેમાં વહ્યા કરીએ છીયે તેમાં છેવટ કાંઠાજેવા શ્રીહરિ મળ્યા એટલે સંસારમાં પ્રાકૃત વિષયો જનો સંબંધો ઉપરાંત બીજું તત્વ જે તેનાથી તારે ઊગારે એવું પણ છે. એમ શ્રીહરીનું જ્ઞાન ભાન થયું, તેને કાંઠો માન્યો એટલે આમાંથી નિકળી તેનાજ આશ્રયે રહેવું ચાહ્યું એટલું તો ચેતનકૃત્ય હોવું જોઇએ. મુમુક્ષુ થવું, ને પ્રભુને પામવા દૃઢ મન કરવું જોઇએ, પછી જે દુઃખો—પાપો છે તેના વિચારથી—ભોગથી જે ત્રાસ કષ્ટ થાય તે માટે દયા આણવા શ્રીહરિને કહેવા હક થાય છે. તેમ સાચા મને ચહે કહે તેના પર પ્રભુ કૃપા વરસાવે છે. તેમાં જેમ વધુ દુખી તેમ વધુ દયાનો ઉપયોગ થાય છે તે માટે આવો દુખી બીજો મળવો દુર્લભ દયા કરવાની હોંશ પૂરી કરવા આવું પાત્ર બીજું ભાગ્યેજ હશે. એમ કહેલ છે.

## હરીગિત છંદ.

ભવ ઊદધિમાં હું ડુબતાને કીનારાજેવો નક્કી;
તું તો મળ્યો છે, હે અનંત! બહુજ સમય ગયા પછી.
ને તને પણ હમણઃ અહો ભગવાન! આ મ્હારારૂપી;
છે મળ્યું અનુપમ પાત્ર કરવાને દયા (કરૂણાનિધી).

**પદ.** "હમકો છોડ ચલે બન માધો" એ રાગ.

ડબકાં ખાતાં દીઠો કીનારો, ધારી આશ આવ્યો આરો રે;
ત્યાંતો વમળ વળે છે વીંટી, જબરો મોજાંનો મારો રે. ડબકાં
એક શમે ત્યાં બીજું ઉપડે, સ્વાદ સકળનો છે ખારો રે;
થીર ક્યાં થવું! ચઢવું ને પડવું, વિકળ અબળ રહું દુખીયારો રે ,,
આપ જુવો છો ઉભા કાંઠે, જાણ્યો એ મુકામ મ્હારો રે;
ત્યાંજ પહોંચવા હામ ધરૂં પણ, ન સહાયી કોઈ સારોરે. ,,
તારવાજ પ્રિય પ્રકટ થયા છો, સુણી આવ્યો ઉર સંધીયારો રે;
સ્હાય થાય સાક્ષાતતો ક્યાંથી, સંત મોકલો શુચી તારો રે. ,,
નાવ મળ્યું પણ મૂઢ સુકાની ગયો તુફાની જનમારોરે;
છઊં તૈયાર સોંપવા સત્તા, કબજે લ્યો પૂરો મ્હારો રે. ,,
જશ મળશે જગજીવન તમને વશ રહેશે અનુ છે હાર્યો રે;
એક હાથ દ્યો સહસ્ર બાહુ, છઊં ત્હારો પ્રભુજી તારો રે; ડબકાં.

---

## પદ "કુંથબીન" એ રાગ.

વાત કહેવી છે સ્હેલ, દેવ દુઃખ સહેવું છે મુશકેલ,
છે અઘ ઓઘ ભરેલ, દેવ ફળ સહેવું છે મુશકેલ. ટેક.
કર્યાં કર્મનાં ફળ ભોગવવા, છે નિયમોજ કરેલ;
ભોગવાવનારા પણ આપજ, છો જડચરે વસેલ. દેવદુઃખ સહેવું છે.
જાણું છઊં ભોગવવાં પડશે, પ્રારબ્ધો તો પહેલ;
સમય આવતાં મહાભય પ્રકટે, નિત્ય છે અનુભવેલ. ,,

ઘડી ધૈર્ય રાખું ઠીક ભાખું, ચાખું સ્વાદ મળેલ,
હદપર જાતાં મદ થાતો રદ, છઊં બહુ પરતાએલ. „
ડાહ્યું ડાહ્યું બકું પ્રથમ પણ, છકું તપી વિફરેલ;
કંઇનું કંઇ કહી કરી મૂંકીને, પુંઠે છઊં કકળેલ. „
ચાય થવાનું જાય જવાનું, છે બહુ એમ ગયેલ;
પણ પુંઠે સંભારી ફોકટ, બહુ છઊં રહ્યો બળેલ. „
સહુથી દારૂણ દુઃખ શરીરનું, મૃત્યુનો ભય પ્હેલ;
એ થાતાં રોતાં મુઝાતાં, ત્રાહિ ત્રાહિ કહેલ. દેવ.
સર્વ ભોગવે તેમ ભોગવું, નવું નથી કાંઇવેલ;
પણ ઓળખું આપને ઇશ્વર, છે ગુણ ગણો સુણેલ. દેવ.
નવું કૃત્ય આદરૂં તુરત, સંભારવું તને સ્હેલ,
કહેવા માંડું નવ લપ છાંડું, છઊં ગાંડું શીખેલ; „
વૃથા થાપકે સફળ ઠરે, પણ ચોખું છઊં સમજેલ;
નક્કી નહી બીજાથી ફરશે, તારૂં કૃત્ય કરેલ. „
માર તાર પણ સહેવા વેળા, અવલંબન તું પ્હેલ;
તને ઠીક લાગે તે તું કર, છે આ મને ગમેલ „
કહ્યું બહુ એ થયું અંત સુખ, યશના ગ્રંથ ગુંથેલ;
અનુકાજ નહીં જૂઠા ઠરશે, નક્કી છે માનેલ. „

સ્તોત્રકાર સ્વામી એમજ કહે છે. તેતો ધૈર્ય બતાવી પ્રભૂપર વાત રાખે છે.

**अभूत पूर्वं मम भावि किंवा,सर्वं सहेमे सहजंहि दुःखम्**
**किंतु त्वदग्रे शरणागतानां, पराभवो नाथ न तेनुरुपः ॥**

**अभूत**–ન થયેલ **पूर्वं** પહેલા **मम** મ્હારૂં **भावि** થવાનું **किं वा** અથવા શું છે. **सर्वं सहे** સહીશ **मे** મ્હારે **सहजं हि दुःखम्** દુઃખ સહજ છે **किंतु** પરંતુ **त्वत्** ત્હારા **अग्रे** પાસે **शरणागतानां** શરણ આવેલાનો **पराभवो** હાર થાય **नाथ ते** તને **न अनुरुप** ઘટીત નથી.

**અર્થ**—પૂર્વે ન થયેલ ને હવે થશે એવું મ્હારે શું છે ? દુખો મ્હારે સહજ છે, ને તે સર્વ હું સહીશ પણ આપની આગળ શરણ આવેલાની હાર થાય એ આપને છાજતું નથી.

**વિવેચન**—દુઃખમાત્રના ત્રણ પ્રકાર આધિ, વ્યાધી, ને ઉપાધી તે બહુ થયા ને થશે, અનાદિભવ ગયા તેમ આ જીવને જશે, એ મ્હારે નવું નથી, પરંતુ આપને શરણે હું આવ્યો એ નવું છે ને તેનું રક્ષણ આપ ન કરો તો પછી આપનું દયાળુપણું સમર્થપણું શું કામનું ? આપનો યશ શી રીતે વધશે ! આપને બીજું કોણ ન્હાશે ! એ બધું હરિ જાણોછો, પણ સ્મરણમાત્ર દર્શાઉં છું. મનમાં એમ ધારીને કે મ્હારો પરાભવ નહિજ થવાદ્યો. કારણ નાથછો એટલેજ રક્ષણ તે સંકટથી કરશોજ.

## હરીગિત.

એવું નથી દુઃખ આવવાનું જે ન દીઠું હોય મે,
ને તે થકી વેઠીશ સઘળાં દુઃખો મ્હારે સ્હેજ છે;
પણ નાથ આપ તણીજ આગળ શરણ આવ્યો તેજ હા !
પામે પરાભવ એ નથી અનુરૂપ તુજને ( ઇશ્વરા )

## પદ રાગ પહાડી.

હે હરિ ત્રાસ રહે ઉર ત્રાસ, પૂર્વકર્મના મર્મ લહીને
થઇ ગયો છઉં હું નિરાશ. હે હરિ ત્રાસ રહે ઉર ત્રાસ. ટેક.
અણધાર્યા આવી પડે, કનડે કષ્ટો ક્રૂર,
ઉપાય નવ ચાલે જરી, ગભરાય ત્યારે ભારે ઉર, હે હરિ.
ઘડી પછી શું થઇ જશે, જાણી નહિ શકાય,
ગત અનુભવથી ડર રહે, દ્રઢતા ધરી નહી સહેવાય. ,,
હજીયે ભજીયે તો ઘડી, તજીએ ન પડી ટેવ,
નિયમો ત્હારા સમજીયે, તેથી ડરીયે અતિ દેવ દેવ. ,,
ક્ષમા રાખજો શ્રીપતિ, શમાવજો મદમોહ;

જમાવજો ઊર સદ્ગુણો, ભમાવજો ઊપજાવી દ્રોહ. „
ચરણશરણ છઊં, શરણ છઊં શરણ છઊં શ્રીકંથ;
સહાય ચહું દુઃખ હરણથી, સુખ કરણ કહેવાઓ અત્યંત;
સૌ સાર સાચા પડયા, રાચ્યા શરણ તમામ;
અનંત કાચા તર્ક તજ રાખ્ય હ્રદયે હરિની હામ. હે હરી.

---

પદ. " ધીરાના પદનો રાગ. "

ગતિ નથી બીજીરે, કયાં હું જાઊં કોને ચહુ;
મતિ નથી બીજીરે, શું શું ચાહું શેમાં રહું. ટેક.
જેને ચાહું તે ન રહે સ્થિર, સંગ રહી ન શકાય;
રહીયે તોએ સ્થિતિ અમારી, ઘડી ઘડી બદલાય;
દુખીયાંજ એથીરે, પૂરાં પરિણામે સહુ. ગતિ.
જાણી એમ પૂરાંજ પરાધીન, આણું શું વિશ્વાસ;
અનેક વેળા ભુલ કરીને, પાછળ થયો નિરાશ;
નથી એ ભુલાતું રે મારગ તે કેમ ગ્રહું. ગતિ.
મૂઢો રહે નિરાંતે ધનપર, જનપર તનપર મસ્ત;
પળમાં પલટી જાય દશાએ, થાય સ્હાય સહુ અસ્ત;
રોતાં ભાન ખોતાંરે, મ્હોતાં એવાં દીઠાં બહુ. ગતિ.
દેવ ન સ્હેલા આ દુનિયામાં, સેવ કરે ધરી ભાવ;
ટેવ પાડી તે કર્યાં જાય પણ, મળે ન ધાર્યો લ્હાવ;
વાતે વાતે વાંકાંરે, પાડે એમ કરતા સહુ. ગતિ.
જેનાં મૂળે નથી અમે, એમને માનીયે ઇષ્ટ;
સ્વાર્થ લગી સીધુ ચાલે, ને લાગે સગપણ મીષ્ટ;
અનિષ્ટ છે અંતરે, વેઠવાતાં રોતા સહુ. „
સાચાં માતપિતાશ્રી શ્રીવર, જીવ બધાંએ બાળ;
જાણે નવ જાણે પણ તે તો, લે સૌની સંભાળ;

માતપિતા મ્હારાં સંગે કહે સાસુ વહુ. ,,
એને ચરણે એને શરણે, અનંત રહેવું નિત્ય;
કશું ન કહેવું, દે તે સહેવું, રંચ ન તજવી પ્રીત;
પ્રીત અંત થાશેરે, સત્ય સિદ્ધ થયેલ બહુ. ગતિ નથી બીજીરે.

---

કદી કોઇ વાર પરાભવ થયો એમ લાગે તોપણ તે વખત સહી ફરી વિપતીમાં એજ વિસામો છે, કારણ હવે એ જ્ઞાન દૃઢ થયું છે કે પ્રભુજ રક્ષક છે તે રક્ષે છે ને રક્ષસે. બેશક તેના નિયમ પ્રમાણે; પણ નિયમ સાથે સંબંધ સંભારતાં રાજા પ્રજા જેવાજ નથી, માતા પિતા છે. માતા જેવાજ છે ને તેથી સ્તોત્રકાર તો તેમજ માની કહેછે.

**निरास कस्यापि न तावदुत्सहे ।**
**महेश हातुं तवपाद पंकजं ॥**
**रुषा निरस्तोपि शिशुस्ततं धयो**
**न जातु मातु श्चरणौ जिहासति ॥**

**निरास कस्यापि** નિરાશ કરનારના પણ **न तावदुत्सहे** ન ત્યાં સુધી સહી શકું હે **महेश हातुम्** છોડવાને **तव** ત્હારા **पाद पंकजम्** **रुषा** કોપેલ **निरस्त** કાઢી મૂંકેલ **अपि** છતાં **शिशु स्तनंधय** ધાવણો **न जातु** ન જાય **मातुश्चरणौ** માતાના ચરણો **जिहासति** છોડે છે.

**અર્થ**—હે મહેશ નિરાસ કરનારા થાઓ તોપણ તમારા પાદ-કમળ છોડી સકું તેમ નથી. શિશુ જે ધાવણો છે તેનાપર માતા કોપી તેને તજે તોપણ તે તેના ચરણોને છોડી સકતો નથી.

**વિવેચન**—સ્તનંધય શિશુને માતા વિના બીજુ જીવન નથી તેથી તેને માતા તજે તોપણ તે કેમ તજે, માતા તજે તે ક્ષણ માટેજ દોષ દેખી ન સહેવાયાથી સુધારવાજ પણ ખરી મરજી તજવાની

તેની થતીજ નથી, તેવાજ પ્રભુ છે, એવી ખાતરી છે તેથી તેવા તજવાથી તેનાથી કદી નિરાશા મળે તોપણ ભીતર સદાના ઊજીવન સારૂ તેની સુદ્રઢ આશા બનીજ રહે છે એટલે હવે તેને તજવું બને તેમ નથી.

## હરિગિત.

જો આપ થાઓ નિરાશ કરનારા મહેશ મને કદી,
તોપણ ત્હમારા પદાંબુજ હું તજી શકવાનો નથી;
માતા યદિ નિજ ધાવણા શિશુને તજે ગુસ્સો કરી,
તોપણ બીચારો તે ન છોડી ચરણમાં આવે ફરી.

## પદ. 'દીન જાણીને.'

જેણે દીધી દેહ સારી, સાચી માવડી એ અમારી;
હેતે ઉછેરી હરીને સંગાથે, શીખવી બાબતો સારીરે. સાચી માવડી.
નિત્ય ઊઠાડે સુવાડે સ્વઅંકે, દે સહુ થાક નિવારી. સાચી. ,,
પાળે પોષે સહુ વાતે સંતોષે, દોષો દે બહુધા વિસારી; ,,
હાથ ઝાલીને હીંડાડે સુપંથે, અંતે સંગાથે રહેનારી, ,,
જાતિ અમારી ને ભાતિ અમારી, નાતી અમારી સ્વીકારી; ,,
વાણી અમારી મા શાણી અમારી, જાણી દીલે દયા ધારી, ,,
સતત્ આનંદી કો વાતે ન ગંદી, છે સ્વચ્છંદી રમનારી; ,,
મારે તોએ એ ને તારે તોએ એ, પ્યારે ગતિ એને ધારી, ,,
વારે ભલે એ સુધારે હળે એ, ભારે શ્રેયજ કરનારી; ,,
અંતુ ન છોડીશ પ્રેમ ન તોડીશ, જોડીશ કર જઈ વારી. ,,

---

## પદ. "ગજલ." ઘરસે યહા કોન ખુદાકે લીયે. એ રાગ.

હવે શ્રીમાન વિશ્વનાથ વિણ નથી ગમતું,
જાણ્યા માન્યા પુનિત તાતવિણ નથી ગમતું;
સુણ્યું સદૈવ એ સહાય સકલ દીધાં કરે,

કૃપાનિધાન એ અગાધવિષ્ણુ નથી ગમતું;
અનુભવ્યું છે આન જાળવી અનેક સમય,
સદા વસતા ક્ષુધ્યા સાથ વિણ; ,,
પવિત્ર દીવ્ય દેશમાં પ્રત્યક્ષ પેખ્યા છે,
વ્હાલા મુખે વદતા વાત વિણ;
પ્રભાવ ભાવ ધરી સમજ્યો તે ઊર આણ્યો,
દેખાય તેવા દેવ્ય ગાત વિણ; ,,
અમારે આધીન થઇ રહ્યા સર્વના સ્વામીન,
સ્વતંત્ર વરતતા સાક્ષાત વિણ;
સ્વતઃ પ્રકાશમાન સ્યામ એ સ્વરૂપ શુચી,
ધરેલ શંખ ચક્ર હાથ વિણ;
રસિક રાજીવલોચન અઘમોચન દ્રષ્ટિથી,
વિલોકતા—સુસ્મિત સાથ વિણ;
શ્રી ભૂમી દેવી ઊભય પાર્શ્વ વિરાજીત ઝગતાં,
રૂપાળા શિર્ષ શેષ તાત વિણ; ,,
અનુ આનંદ રોમરોમ ઊભરતો અંગે,
સુરીના ભોગ એ આલ્હાદ વિણ નથી ગમતું.

---

પરબ્રહ્મનો સાક્ષાત આનંદતો પરમપદમાં, પરંતુ તેનો જે ભાસ ઉપર પ્રકાશ પડી અહીં થયો છે તે જેમણે લહ્યો છે તે ફરી વીસારી શકતા નથી. ત્રિલોકસુખ તેની આગળ તુચ્છ લેખે છે ને આવું કહે છે કે.

**तवामृत स्यंदिनि पादपंकजे, निवेशितात्मा कथ मन्य दिच्छति**
**स्थितेरविंदेमकरंद निर्भरे, मधुव्रतो नेक्षुरकं हि वीक्षते ॥**

**तव** તારા **अमृत स्यंदिनि** ઝરતા **पादपंकजे** પાદપંકજમાં **निवेशित** મૂકેલ આત્મા મન **कथम्** કેમ **अन्यत्** બીજું **इच्छति**

ઇચ્છે છે **સ્થિત** થયેલ **अरविंदे** કમળમાં **मकरंद निर्भरे** મકરંદ જેમાં ભરેલ છે **मधुव्रत** ભ્રમર **न** નહિ **क्षुरकं** કંટેસાળીયાને **वीक्ष** **ते** જુવે છે.

**અર્થ**—આપના કમળચરણ જેમાંથી અમૃતનાં ઝરણુ ઝરે છે તેમાં જેણે મન મુકયું છે તે કેમ અન્યની ઇચ્છા કરે મકરંદથી ભરેલ અરવિંદમાં બીરાજેલ ભ્રમર કદી કંટેસાળીયાને નથી જોતો.

**વિવેચન**—ભગવાન જ્ઞાનાનંદ નિધાન છે તેના પાદના અનુસંધાનથીજ ઉરમાં આનંદના ઓઘ ઉઠવા માંડે છે. સાકારના પાદકમળના નખચંદ્રમાંથી સુધા ઝરે છે તેને યોગીયો અનુભવ કરે છે. પ્રભુના સેવનમાં જેને સ્વાદ પડ્યો તે પછી બીજા વિષયો જેના પરિણામે વિયોગ અતૃપ્તી કષ્ટ તેને કેમ ચાહે ? આનું સ્મરણ સુખદ પરિણામે અમર કરનાર પ્રતિપળ પાપ ધોઇ, ' તર રાખનાર છે તેમાં જેમણે તન નહીં હાથ શીશ નહિ પણ મન મુકી દીધું, સંગનો રંગ જેને લાગ્યો, તે પછી તેને નજ છોડી શકે. કારણુ એના જેવો એજ સ્વાદુ છે, ને વળી " મધુવ્રત " જેને મધુપાનજ કરવું એવું વ્રત ધરે, જે પ્રભુનાજ અનન્ય હોઇ બીજા વિષયને નજ ચાહનારા છે, ને તેમને પ્રભુએ પોતાના ધ્યાન ગુણુગાન વાંચન આખ્યાન સેવનમાં સ્વાદ સંપૂર્ણ આપ્યો છે તે તેમાંજ મચ્યા પચ્યા રહેનારા તેમાં સ્થિત થયા છે. જેમ મકરંદપુરિત કમળમાં ભ્રમર રહે, તેમ પછી તેને ઇતર સંસાર ક્ષુદ્રજ ભાસે એમાં શું આશ્ચર્ય ! તે પછી તેના વિષયો ભણી નજર પણ શું કામ નાંખે ? પ્રારબ્ધો ભલે દેહ પર અમલ કરતાં હોય તોપણુ મન આવું માધવમાં લાગી જાય તો તેની ભવની ભ્રમણા ભાગી જાય. શરણાગતો માત્ર પાદાવલંબન સેવન સ્તવનથી આવા થઇ શકે છે.

### હરીગિત.

તવ પદાંબુજ જે માંહેથી અમૃત તણાં ઝરણાં ઝરે;
તેમાં ભરાયું હૃદય તે શીદ અવરની ઇચ્છા કરે.

મધુરસ વડે પરિપૂર્ણ જે અરવિંદ તેમાંનો ભ્રમર;
તે કદી કંટેસાળીયાની ભણી નહિજ કરે નજર.

પદ. " રાગ ખમાચ. "

મન માગે છે માધવ તવ સુખ,
નથી રહી અવરની લવ પણ ભૂખ. મન માગે છે.
ભૂખ અંનની છે પ્રકૃતિને, જીવ ચહે બનવા અભિમુખ. મન
તનનાં સુખ તન સંગ થાય ક્ષય, ભય ઉલટો પડવું યમમુખ, ,,
જનનાં સુખ પણ સખત સાલશે, થવુંજ પડશે અંત વિમુખ. ,,
ધનનાં સુખ પણ અંત નકામાં, પ્રાકૃત સુખ માત્ર થકી દુઃખ, ,,
અજપદના સુખની પણ સીમા, સમજ્યા છતાં કરૂં કેમ ચૂક ! ,,
સ્વાભાવિક અનવધિક અતિશય, સકળ સુખોનું સતત પ્રમુખ. ,,
અનંતનું અંગીજ અનાદિ, આપ બાપ બની જા સનમુખ. મનમાગે.

ગજલ. " ભગવાનને મૂકી. " એ રાગ.

શ્રીનાથને શીદ હાથ જોડીને જનો નમતા નથી;
ચરણોપ્રતિ ચિત ચોડીને શીદ એ વિશે રમતા નથી.
છે હાથ પોતાનાજ ભેલા, થવા કાજ ન શ્રમ જરી,
કરી અંજલી હરીને સ્મરી શીદ દોષ સૌ દમતા નથી; શ્રી–
નવ સમય જોઇએ ખાસ, વસ્તુ પાસ અન્ય ન હોય છે,
શું દાસ ભાવ સ્મરે ખરે તર્કો કુડા શમતા નથી. શ્રી. ના૦
જ્યારે ઉરે ઇચ્છા ઉઠે ત્યારે ને ત્યાંજ બની સકે,
ન ટકે ભલે બહુ તોએ કાં દિલ રાખતા મમતા નથી. શ્રી–
જાતિ ગમે તે ભાતી હો પંચાતી ના તેમાં રતી
ચાકી કૃતિ અઘ ઘાતી છોડી કાં ભવે ભમતા અતિ. શ્રી ના૦
છો દેખીયે ન અમે પ્રભુ દેખે છે અમને સૌ સમે,
જે ના નમે તે જગતજનને પણ જરી ગમતા નથી;
છે આશ કંઈ ઉરમાં ભરી તે કરે પૂરી શ્રીહરિ,

હરિ દે બધાં એ કષ્ટ શું તે કાંઇ તન ખમતા નથી. શ્રી ના૦
કરીયે જથા ફળતું તથા એ નિયમ પણ આમાં નથી,
ફળપ્રદા પ્રભુને નમ્યા કે ચહ્યું દેવામાં વિશમતા નથી;
અનુ આણુ શીદ બીજાની ચિંતા જાણુતો લે લ્હાણ તું,
નવ નમ સતત તેથીજ ભાવો ભવ્ય ઊર જમતા નથી. શ્રી ના૦

જો ખરેખર સર્વેશ્વરને સ્વામી સ્વીકારી દાસભાવે દીન બની તેને તમે તો શાસ્ત્રસાર—સ્તોત્રકાર—અનેક પ્રમાણ અનુસાર કહે છે કે—

त्वदंघि मुद्दिश्य कदाऽपि केन चित्
यथा तथा वाऽपि सकृत्कृतांजलिः
तदैव मुष्णात्य शुभान्य शेषत
शुभानि पुष्णाति नजातु हीयते ॥

**त्वत्** તારા **अंघ्रि** ચરણ **उद्दिश्य** ઉદ્દેશીને **कदापि** કદીપણ **केनचित्** કોઇ પણ **यथा तथा वाऽपि** ગમે તે પ્રકારે **सकृत्** એકવાર **कृतांजली** હાથની અંજલી કરે **तदैव** તદાજ **मुष्णाति** છૂટે છે **अशुभानि** અશુભ **अशेषतः** બધાંએ **शुभानि** શુભ **पुष्णाति** વધે છે **न जातुहियते** નાશ નથી પામતા.

**અર્થ**—આપના ચરણને ઊદ્દેશીને કદી કોઇ ગમે તે રીતે એક વાર હાથ જોડે તો ત્યારેજ તેનાં અશુભ સમગ્ર છૂટે છે ને શુભ વધે છે ને તેનો નાશ થતો નથી.

**વિવેચન**—કૃતાંજલી એટલે કરેલી સ્વતંત્રતા, ને તેથી થયેલ તોફાનની માત્ર મારી, ને પ્રભુનું દાસત્વ પ્રભુનીજ સેવા કરે જવાનું સદા સારૂ તેને કહીને—સ્વીકારવું. અર્થાત સાચા ભાવથી હાથ જોડવા. દાનત ચોખી તેનું દાસત્વજ કરવાની હોય તો તે રીતે જે શરણાગતિ કરે; તે પ્રથમ તો શ્રીહરીનીજ હોવી જોઇએ. ઊદેશ ત્હેનાજ ચરણનો પછી તે અર્ચા રામકૃષ્ણ નારાયણ રંગનાથ ગમે તેની હો, તે કરનાર

અધિકારી સર્વ છે. સર્વનોજ તે પીતા સ્વામી રક્ષક સમ સુહૃદ છે. ઇતર દેવ નર તો સેવામાં સ્વાર્થ જુવે છે, આમાં તેમ નથી તેથી સર્વાધિકાર સૂચવવા " કોઇ પણ " તેમ પ્રભુની ઇચ્છાજ છે કે કદી પણ ચેતન શરણે આવે તેથી તેણે ' કાળ ' નો વાંધો નથી રાખ્યો. વિધિનો વાંધો નથી રાખ્યો " બહુ વાર " નો નિર્બંધ નથી, ગમે ત્યાં ગમે તે રીતે, ગમે તે, ને એકવાર અંજલી કરે–શરણ વરણ કરે–બસ તેની અરજીપર સદ્ય તેને સદા છોડવા, ને સદા સેવામાં જોડવાંનો ' શેરો ' હુકમ લખાઇ જાય છે, બીજ એકવાર પડયું તે કાળે ક્રમે ફળદા થાય છે. તેમ ત્યારથી તેનાં વિરોધી ઘટવા હઠવા ને જ્ઞાન પ્રેમ પ્રકટવા શુભ વધવા માંડે છે, છેવટ અશુભ માત્ર ટળી, પરમ પ્રેમ પ્રભુમાં વળી, અંતશુદ્ધ થઇ દુધમાં સાકર પેઠે સ્વામી સાથે સેવામાં નિત્ય ધામમાં ભળી ત્યાં પણ પ્રતિપળ અધિક અનુભવજ થયાં જાય છે, આનંદ વધેજ જાય છે, એ સાચા શ્રેય શુભ સુધાપાન બ્રહ્માનંદાનુભવનો પછી ક્ષય નથી થતો. સાચી સપ્રેમ–શ્રીપતિપાદ પ્રતિની શરણાગતિનું આવડું મહાત્મ્ય છે.

## હરીગીત છંદ.

જો એક વારજ પણ ગમે તે રીતે ને કોઇ કદી;
કરજોડીને અભિનય કરે તવ પદ તણા ઊદ્દેશથી.
તો તે થકી પાપો બધાંએ ત્યારથી તેનાં બળે;
ને નાશ નવ પામે, કદી એવાં સકળ સુખડાં મળે.

પદ. " બની આવે તો " રામનામ લઇએરે " એ રાગ )

રમાનાથ નાથ તને સ્મરીયેરે, શીશપદે ધરીએ. ટેક.
વ્હાલામાં વ્હાલા વેંકટવર, વ્હાલ આણીને તને વરીયેરે. શીશ પદે ધરીયે.
મહા મંગળ મયમાં મન મૂકીરે, અન્ય વિષયને વિસરીયેરે; „
દાસ બહુ વિધ દીન અકિંચન, અન્ય અમે શું આચરીયેરે. „
હાથ જોડીને ચિત્ત જોડીનેરે, ગર્વ છોડી દીલડરીયે રે; „

દીવ્ય પ્રભાવનો લ્હાવ લેવાને રે, આશાઓ ઊરમાં ભરીયે રે. „
ચાહ્યું મળશે વિઘ્નો ટળશે રે, દ્રઢ એવું દીલ ધરીએ રે; „
અનંત ભવજળનેં એ રીતે રે, બે કર સહાયે તરીએ રે. „

---

## લાવણી લંગડી.

આ દુનીયાંમાં ખરો દીલાસો. મને ન ભાસ્યો કોઇ સ્થાને;
જે જોયું તે, ભાસ સુખતણા ભર્યું છે તોફાને.
જાણી બુઝી પડીયે ત્હેમાં અસર થાય ઝટ સંગતણી;
ભાન ભૂલીયે, અમારા પણ એવા જાય ઢંગ બણી.
જંગ જામતો જબરો જનથી તનથી મનથી દીનરાતે;
વિકળ સહુસમ રહ્યા રહીયે, રહીશું હજીએ જાતે.
આગ ઊઠે છે મનમાં તનમાં, કદી ધારીને અણધારી,
હામજ હારી, ત્રાસીએ ન દીસતી છુટક બારી;
ઉપાય કીધા વૃથા થાય, ને વ્યથા જાય સ્વામી વધતી,
ગતિ ન બીજી, સાંભરે ત્યારે વ્યાપક વિશ્વપતિ.
સઘળે છે જાણે છે, દે છે રહાય, કરે છે દીલ ધાર્યું,
આશા રહે છે એ થકી થશે, કષ્ટ મ્હારૂં ન્યારૂં;
અજમાવ્યું એ છે બહુ વેળા, માન્યું છે કે મદદ મળે,
જીવી જગમાં શીખ્યાં, સ્તવવા દુઃખ જાવા દેવ બળે.
કાચું મને તેને છે કાચું, રાચ્યું હું તો હામ ધરી,
યાચું ખંતે, કષ્ટમાં ધારી ધ્યાન પ્રણામ કરી;
મરતાં સુધી, અંતે બુદ્ધિ દઇને સુદ્ધિ લેશે એ,
અનુવિશુદ્ધિ કરીને વરી, સંગ નિત રહેશે એ.

કૃતાંજલી કરવામાં મુદ્દો ખાસ નથી "ભગવાન ભાવના ભૂખ્યા છે" એમ કહેવાય છેજ. ભાવ વિના અંજલી ન થાય પણ ખરા ભાવની કેટલી હિંમત છે! પ્રભુ કેવી કદર કરે છે! કેવું તેનું ફળ દે છે!

**उदीर्ण संसार दवा शुशुक्षणिं क्षणेन निर्वाप्य पराच निर्वृत्तिम् ॥**
**प्रयच्छति त्व चरणारुणांबुज द्वयानुरागा मृत सिंधु शीकरः ॥**

**उदीर्ण** ઊછળતા **संसार**રૂપી **द्व** આગમાં **आशु** ઝટ **शुशुक्षणिं** નાશ **क्षणेन** પળમાં **निर्वाप्य** પામીને **परांच** પરમ **निवृति प्रयच्छति** આપે છે **त्वत्** તારા **चरणारुणांबुज** ચરણના અરૂણ અંબુજ **द्वय** એ ઉપરનો **अनुराग** પ્રેમ **अमृतसिंधु**નો **शीकर** ફોરૂં.

**અર્થ**—ઊછળતી આગવાળા સંસારને, આપના ચરણ કમળ અરૂણ જેવા દ્વય છે તે પરના પ્રેમ સુધા સાગરનો લેશ પણ સદા શાંત કરી નાંખે છે ને પરમ નિવૃત્તિ આપે છે.

**વિવેચન**—પ્રભુપરના પ્રેમની કિંમત ખરી આરતી વેળા છે, કે જ્યારે ઊછળતી-ભભકતી આગ જેવો સંસાર આધી વ્યાધી કે ઉપાધીથી દુસ્સહ થાય ને તેને ટાળવા બીજો ઉપાય કોઇ કારી ન લાગે ત્યારે ચરણકમળની લાલીને સંભારી જો વ્હાલી સુરતનું ધ્યાન ધરે તો તુરત તેની તે પીડા ક્યાંહી ચાલી જાય ને સદા નિવૃત્તી-શાંતી પુંઠે આપોપી હાલી આવે. પ્રભુ અપાર છે તેનાપરનો પ્રેમ અપાર સુધા સમ સ્વાદુ ને અમર કરનાર તાપ હરનાર છે તેનો લવ ક્ષણ અનુભવ સર્વ સંકટ વીસરાવવાને સમર્થ છે. બલકે જાતે પ્રપત્તિ બની રહેતો વિપતીનાં વાદળ છેક ટાળી નાંખવાને પણ પૂરતી છે આર્ત પ્રપતિના ઘણાં દ્રષ્ટાંત છે.

### હરિગીત છંદ.

ભભકતા ભવના પ્રબળ દવને સદા શમવી નાંખતા,
ને તેજ સાથે પરમ નિર્વૃત્તી સદાની આપતા;
તવ અરૂણ કમળ ચરણ યુગલ પરના સુધા સાગર સદશ,
અનુરાગ ના કણ પણ ઊરે જો ઉઠે તો તે થાય બસ.

**પદ. "આશાવરી" મ્હારો કહ્યો માન " એ રાગ.**

રંગીલા રસીલા પ્યારા ન્યારા શું થયા છો રે.

જોઇ મ્હારા કામો કુડાં, જોઇ તેનાં મૂળો ઊંડાં;
દેવા તેનાં ફળો ભૂંડાં, ખારા શું થયા છો ? રે ! રંગીલા.
નથી બાંધી રાખી સ્હાંમી, પદે પડ્યો શીશ નામી;
શરણુની પ્રતીજ્ઞિ અકારા શું થયા છો ? ,,
વેઠ્યું તેવું કષ્ટ થવું, મ્હારે નથી નાથ નવું,
વિનવું છતાં ન લક્ષે લેનારા થયા છો રે; ,,
નથી બીજી ગતિ મ્હારે, નથી બીજો પતિ મ્હારે,
છતાં ન વિપત્તિહર મ્હારા શું થયા છો રે. ,,
મ્હારેજ માટે શું હરિ, મહા બીજી વાટે હરિ;
કઠણુ આ ક્ષણુ દયા ધારા શું થયા છો રે. ,,
નથી રૂઠ્યા ભુલ્યો પ્રભુ, આપથીજ બાપ નભૂં,
પાપી ઉપર પ્રતી પિતા પ્યારા શું થયા છો રે. ,,
રંગીલા રસીલા પ્યારા.

---

## ગજલ "બીહાગ" રાગ.

દીવ્ય જ્ઞાનાનંદમય સ્વામી અહા કેવા હશે,
વૃથા વીતી જાય વય ક્યારે પ્રકટ દેવા થશે. ટેક.
વખાણે છે વેદ તેને ન દીઠા નેત્રે કદી,
લક્ષ્યા જેને પતિ તેની નહિ શું સેવા થશે ?
ભોગવે છે ભાગ્યશાલી મ્હાલી મન માની મજા;
સજા અમને તો થઇ તે શું બની રહેવા હશે.
ઝંખતાં વર્ષો વીત્યાં પણુ ના ઝીલ્યાં અન્નને હજી,
બનાવ્યાં અમને પિતાજી કષ્ટ શું સહેવા હશે;
લોચનો આપ્યાં રૂડાં તેથી નિહાળ્યાં થઈ ભૂડાં,
તેનું ફળ શું તવ વિયોગે અશ્રુઓ વહેવા હશે.
દીવ્ય દર્શન થાય તો તો જન્મ મરણો જાય છે,
કર્યું નક્કી પાપીયાને દેહ ફરી દેવા હશે;

આશ રાખી શું વૃથા, જાશે નહી ભવની વ્યથા,
જીવન આ મ્હારૂં બધું દુખડાં ખમી કહેવા હશે.
કર્યો છે ઉપકાર વારંવાર પ્રાણાધાર પણ,
સકળ આ સંસારનાં સુખડાં ક્ષણિક દેવા હશે;
મતિ યોગ્ય બની નથી કયાંથી કૃતિ થાયે પછી,
રતિ ઉપજી તે ધૃતી અંતે જતી રહેવા હશે.
માની લે મન તું ઘડી હા દીવ્યની છાયા પડી,
વિઘ્ન ત્યાં વચમાં નડી દુઃખો ફરી દેવા થશે;
અનુ છઉં લાચાર પારાવાર તાત પુકાર સુણુ,
લાગી છે ધુન શેકવાના હવે તો હેવા થશે.

નમઃથી ઉપાય કહ્યો શરણ થયા પુઠે 'નનિંદીત" થી લઇ અ-હીં સુધી શરણે કેવા કહેવું જોઇએ તે કહ્યું હવે તેમણે શું માગવું જોઇએ તે કહે છે. અનિષ્ટ શું છે તે તો સૌ અનુભવીએ છીએ પણ ઇષ્ટ શું તે જાણવું ને તે માણવા માટે તેનેજ વિનવવું. કારણ જેમ અનિષ્ટ જવું શુદ્ધ મુક્ત થવું એ કેવળ શ્રીહરિ કૃપાવશ છે તેમજ તેની દીવ્ય પ્રાપ્તી પણ તેનેજ વશ છે તે અનંત ફળ પરિમિત પ્રયાસ કોઇ પણ જાતનો હો તેથી નથી મળતું. તે દાસત્વ-કૈંકર્યસુખ છે તે કોઇપણ અંશે અહંકાર મમકાર રહે ત્યાં સુધી સ્વરૂપજ નથી બનતું. જે પ્રેમ લવ સંસારદવને સદ્ય શાંત કરે તે ઉપજે ક્યારે ! તેનો સાક્ષાત અનુભવ થાય ત્યારે. તે એવો પ્રેષ્ટ છે કે તેના જ્ઞાનથી પ્રેમ ઉપજેજ. અનુકુળ અપૂર્વ. અનુભવ તેનાંજ કરી નાંખે એવો છે, પણ તેમાં પણ શાંત ત્રિવિધ સીમ રહીત અનંત સ્વરૂપ કરતાં પણ પરમપદનાથનો અનુભવ-અમૂર્ત કરતાં મૂર્તનો અનુભવ, અતિ વિશેષ છે. ખરૂં પ્રત્ય-ક્ષજ એ, ખરૂં નમનજ તેને થાય. ખરો પ્રેમજ તેના પ્રત્યે દરસાવાય ને તે માટે તે શ્રી હરિનું પણ નિત્ય સાકારરૂપ એવું છે કે " અદ્વિ-તીય " ! સકળ શોભા સ્વાદનો સારતમ-ભોગ્યતમ ને તે પુરૂષોત્તમ રૂપ છે. આ લોકમાં પણ બહુવાર તેનો બહુને અનુભવ પ્રભુ આપોપી

આપે છે, એ વાત વેદાંત વિદિત તેમજ વિશ્વવિખ્યાત છે. જેમાંના એકને લક્ષ્યમાં રાખી સ્વામી કહે છે.

**विलासविक्रान्त परावरालयं नमस्य दार्तिक्षपणे कृतक्षणम्**
**धनं मदीयं तव पादपंकजं कदानु साक्षात्करवाणि चक्षुषा**

**विलास** રમતમાં **विक्रांत** કરી લીધાં **पर** ને **अवर** **आलय** ને **नमस्यत्** નમનારની **आर्ति** ને **क्षपणे** ટાળવામાં **कृतक्षण** ક્ષણ કરનારાં, **धनं मदीयं** મ્હારૂં **तव** તમારા **पादपंकजं कदा अनु साक्षात् करवाणि** સાક્ષાત કરે જઈશ **चक्षुषा** નેત્ર વડે.

**અર્થ:**—જેણે પરને અવર લોકને રમતાંજ માપી લીધાં, જે નમનારની આર્તિ પલમાં હણનારા એવાં ત્હારાં પાદકમળ. જે મ્હારૂ ધન છે તેનો સાક્ષાતકાર ક્યારે કર્યા કરીશ.

**વિવેચન:**—સાક્ષાતકાર ચરણથી થવા માગે છે. શરણ ત્યાંજ થયેલ છે. દાસત્વ સ્થાપન કરીનેજ સેવનમાં વધવું માટે પાદનેજ પહેલા પહોંચવું તેનું પ્રથમ મહાત્મ્ય કહ્યું કે ત્રિવિક્રમ બની બેઊ લોકને માપી લીધાં એવાં સમર્થ-સૌ તેનામાં તેમ પછી તેની ભલાઇ કહી કે નમે તેની આર્તિ સદ્ય હરે. બલીને છોડયા ને પોતાના કર્યા, એવા પર થકા સુલભ ને પોતા માટે તો 'મ્હારૂં ધનજ' તેવો ખાસ સંબંધ બતાવી સાક્ષાતકાર થયે જવા પણ આતુરતા દરસાવે છે. તેવી મનથી લગની લાગવી આવશ્યક છે. પોતાનું ધનજ એ તેથી બીજું માગવાનું નહીં. તે માગવા હક પણ ખરો.

### હરિગીત.

જેણે રમતમાં માપી લીધાં પર અવરનાં સ્થાનને,
જે નમે તેની આર્તિ હણવા સદ્ય ચંચળ જે બને;
મમ ધનરૂપી એવાં તમારાં પાદ પંકજ તે અહા,
સાક્ષાતકાર કર્યા કરી હું નેનથી નીરખીશ કદા.

**પદ.** આશાવરી "સ્વામી શ્રીરંગ મમ પ્યારે" એ ઢાળ.

આરતી આ ઉપજાવી (૨) ન બતાવી મુખ શું દુઃખ દ્યો છો.
અભિમુખ થાઓ કરૂણા દરસાવી. આ ઉપજાવી. આરતી આ ઉપજાવી.
દેહ કર્મ-વશ બ્હાર ભમે છે, મનડું મુજને માંહિ દમે છે.
કષ્ટ ખમે છે જીવ હે ! જીવન ! દેવ દિવ્ય તન દ્યો દરસાવી. આ ઉપજાવી.
તુજ વિણુ લાગે અવર નકામું, વિના વિલોકે કયાંહા વિરામું,
સ્હામું જુઓ અનુના સ્વામી, કહું કર જોડી શીશ ઝુકાવી. આ ઉપજાવી.

---

પદ. " બન ગયો ઉમેદ " એ ઢાળ.

દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે,
જેની દેહ બનાવી જેણે, જે નિત્યે પોષે છે,
તે પોતે પ્રકટીને તેને ખુદ સ્પરશી તે સ્વિકાર કરે તે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.
એક દેહ અડતી બીજીને, મળ એથી વળગે છે,
સ્નેહ કહો કે કહો શત્રુવટ, આદિથી અંત દુઃખ ઉભયને દે છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.
જીવ વશી જાળવે જતનથી, ધનથી બહુ રક્ષે છે,
પલક માંહે તે અલગ થવાની, શ્રમ સઘળો એ નકામ ઠરે છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.
ચાર દિવસ ભોગ લ્યો ભોગવી, એથી પુણ્ય ઘટે છે,
વિષમય અસર રહે વિષયોની, ભવિષ્યનાં દુઃખનું મૂળ બને છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.
અન્ય કાજ ધરી દાઝ બહુ વિધ, સ્વાર્થ પરાર્થ કરે છે,
તેનું ફળ પણ ભોગ પુણ્ય વ્યય ક્ષય એનો પણ અંત ઠરે છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.
કરે જેટલું મળે તેટલું, રાખેલું ખરચે તે,
આ વાતોએ બધી નિતિની કોકથીજ વિણુ પાપ પળે છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.

થાય કુનિતી જાણુ અજાણે, બદલો તે પણ દે છે,
સુખ થોડું સંકટ રહે ઝાઝું, અંત હિસાબ તમામનો એ છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.
અનુ ખોટનો ધંધો મૂકી, નિત હિત ચિત્ત ચહે છે,
પરમ પ્રીતથી ખરા પતિની સેવા લેવા તેનેજ કહે છે રે.
દેહ ધર્યાનું સાર્થક સત્ય એ છે રે.

દ્રષ્ટીથી કષ્ટી જાય પણ તે કાંઇ સ્પર્શસુખની બરાબર આવે? પારસ પરસે કથીર કંચન થાય તો પરબ્રહ્મ સ્પર્શે શું ન થાય ! તેથી મનોરથમાં આગળ વધે છે દેખે એટલે અડવા મન થાય, એવુંજ એ છે પણ; વળી તેના વખાણે ખુબ સાંભળ્યાં છે તે યાદે છે—

**कदा पुन श्शंख रथांग कल्पक द्वजारविंदां कुश वज्र लांछनम्**
**त्रिविक्रम त्व च्चरणां बुज द्वयं मदीय मूर्धा नमलंकरिष्यति ॥**

**कदा पुनः शंख रथांग** ચક્ર **कल्पक** સાથીયો **द्वज अरविंद कुश वज्र, लांछन चिन्ह हे त्रिविक्रम त्वत्** ત્હારા **चरण अंबुज द्वयं मदीय** મ્હારા **मूर्धानम्** મસ્તકને **अलंकरिष्यति** અલંકાર કરશે.

**અર્થ**—હે ત્રિવિક્રમ જેમાં શંખ ચક્ર સાથીયો, ધજા, કમળ, અંકુશ ને વજ્ર એવાં ચિન્હ છે તેવા ત્હમારા બે ચરણકમળ ફરી મ્હારા મસ્તકને કયારે શોભા આપશે.

ત્રિવિક્રમ અવતાર થયો ત્યારે અમે પણ કોક દેહમાં હશું. બધાં લોક માપ્યાં તેમાં અમને પણ તેનો સ્પર્શ થયો હશે પણ તે જ્ઞાનપૂર્વક નહિ એટલે તેનું પુર્ણ ફળ નથી મળ્યું તેથી હવે ફરીને એ અનુભવ માગે છે. પ્રભુને પ્રકટ થવું કાંઇ મ્હોટી વાત નથી તેનો આકાર નિયત છે તેમાં ચિન્હ સુધાં નક્કી છે. યોગીયો તેવાં ચિન્હવાળા ચરણોનું ધ્યાન પ્રથમ ધારણા અટકળથી કરે છે તેને પરિણામે તેવા સાક્ષાત અનુભવ થાય છે તેમને હિમત, સ્વબળે કરવા છે મ્હારે નથી તેથી મ્હારે માટે તમે કૃપા કરો સાક્ષાત થઇ મ્હારા મસ્તકપર ચરણ

ધરો, સ્પર્શ તે પાદતલનો ને મસ્તક ઉપર એટલે તેમાંથી સુધા ઝરે તેથી આખું અંગ જીવ સુધાં શાંત સ્વચ્છ સુખી થાય. પાદથી સ્વીકારે ત્યારે અલંપૂરતી થાય. બલી રાજાની સો યજ્ઞના ફળમાં જેવી મતિ થઇ તેવીજ અમારે તેથી શીખી કરવી ને એજ આશા ધરવી તે બીજા કશા માટે નહિ પણ કૃતકૃત્ય થવા–પુરતી થવા–સનાથ ઠરવા. તેણે સ્વીકાર્યાં એમ અનુભવ કરવા. ને માટે પ્રાર્થના અવશ્ય કરવી ને તે આતુરતાપુર્વક જેથી પછી ભ્રષ્ટનષ્ટ થવા ભય ન રહે.

## હરિગીત છંદ.

જેમાં (રૂપાળા) શંખચક્ર ( પવિત્ર ) કલ્પક ધ્વજ તથા,
અરવિંદ અંકુશ વજ્ર, એવાં ચિન્હ શોભે છે સદા.
તેવા ત્હમારા હે ત્રિવિક્રમ યુગલ પાદાંબુજ અહા,
ભૂષણ બની મુજ શીશને શૃંગારશે ક્યરીને કદા.

## ગજલ "ગઇ એક બએક" એ રાગ.

પ્યારા અમે ત્હારાત્રિના બાગીચે અહિં દાઝશું દવે,
જાણી ન સકીયે શારીતે કયારે મળી શું કયાં હવે. પ્યારા અમે. ટેક.
તું તો બધે વ્યાપી રહ્યો પણ ગુપ્ત, ના જાયે લહ્યો,
છે સહ્યો પ્રબળ વિયોગ યોગ કરીશ નહિં શું આ ભવે. પ્યારા.
યોગ્યતાની તો કચાશ છે પણ આશ છે વિશ્વાસ છે,
સુખરાશ સમજાયો મ્હને પણ–છે–પ્રસંગે જુજવે. ,,
દીઠો તને મીઠો મને લાગ્યો કદાપી તેથી શું !
હેતેથી ચાલી આવ–શે દરસાવ મુખ ભભકે નવે. ,,
છઊં રંક હું નિશંક ઊડી ઝંખના ઊર પણ લહું,
શીવ વિરિંચી પણ આશ એ રાખી તને સ્નેહે સ્તવે. ,,
કરૂણા મહાન્ નિધાન છે સર્વનો તાત સમાન છે,
અંતુ અહિં હેરાન છે તેથી વિનયથી વિનવે, ,,

## પદ. રાગ સોરઠ.

ત્હારૂં ધ્યાન ધરે, સુરી મુની રૂષી સમજી વિયોગી ત્હારૂં ધ્યાન ધરે;
છે પોતે સાકાર તથાપિ તે ન પસંદ કરે,
કલ્પીને આકાર અલૌકીક ઊરૂં આનંદ ભરે. સુરી.
આજનો પણ આકાર રહે નહીં, નાશી અંત ખરે,
અવિનાશી અવલોકવા તુજને, તેથી અંત કરે. ,,
કામી સ્ત્રીને ચાહે ઘડી પણ, અંત નકામી ઠરે,
ખામીવિણ સ્વામીની ખૂબી, પ્રેમ પવિત્ર ભરે. ,,
ભૂખ તૃષાદિ થાય વિકારો તમામ તન ઉપરે,
તે મટાડી મહામંગલ મૂર્તી, આપ સમાન કરે. ,,
ધ્યાયી મુક્ત બનીને તે છો, દેહ અનેક ધરે,
ત્હારાસમ તે શુચી અલૌકિક નિત અનુકૂળ ઠરે. ,,
સ્વાશ્રિતને નિજ સમાન કરવા, શ્રીવરરૂપ ધરે,
અનંત ભાગ્યવંત લાભ લઇ, જીવન સફળ કરે. ,,

સ્પર્શ થવાથી જે પુરી શુચિતા આવે અજ્ઞાન માત્ર હઠેથી સ્વપ્રભાથી જ્ઞાનરશ્મીથી પછી જે દર્શનસુખ લૂટવાનું તે નખશીખ પુરૂં લુટાય માટે તે મનોરથ કરે છે.

**विराजमानोज्ज्वल पीतवाससं स्मितातसी सून समामल छविम्**
**निमग्ननाभितनुमध्य मुन्नतं विशाल वक्षस्थल शोभिलक्षणम्.**

**विराजमान** પ્રકાશમાન **उज्ज्वल** ઝગમગતું **पीतवाससं** પીતાંબર **स्मित** વિકસિત્ **अतसि सूनसम** અતસી કુસુમ સમાન **अमल छविम्** અમલછબ્ય **निमग्न** ઊંડી **नाभितनुमध्य** તનુનો મધ્યભાગ **उन्नत** ને **विशाल वक्षस्थल** તેમાં **शोभिलक्षण** શ્રી વત્સચિન્હ શોભે છે.

**અર્થ**—સ્પષ્ટ છે. **વિવેચન**—પ્રભુનો આકાર પુરૂષ-યુવાન નિત્ય છે તેમ તેનું વસ્ત્ર પીતાંબર પ્રસિદ્ધ છે તે વીજળી જેવું ચમકતું કહેવાય

છે. ઘનવિજળીની સાથે સરખાવે છે. ને તેમાં પ્રભુના દિવ્ય અંગને અતસીકુસુમની ઉપમા દે છે. પણ તે અમલ કાંતીવાન, એટલે શ્યામમાં તેજ, એજ વિલક્ષણનાભી ઊંડી, જેમાંથી જગત નિકળે છે ને વક્ષ વિશાળ તે પર શ્રીવાસ ઉપરાંત સદા શ્રીને વસવાનું હોવાથી મધ્યભાગ નિચે ઊંચો ઘટીત ને ઉપર વક્ષ વિશાલ, ભવ્યતાસૂચક અવયવો છે, કૌસ્તુભમણી પણ અસાધારણ ચિન્હ છે, શ્રીનિવાસ પણું તેવુંજ છે. આંહી મોઘમ ચિન્હ કહે છે, તે લક્ષ્મીને વસવાનું સ્થાન શ્રીવત્સ ટીકામાં સમજાવ્યું છે, કારણ મણીશ્રીનું વર્ણન જૂદું આવે છે, આતો શ્રીઅંગનુંજ વર્ણન છે જેના ઉપર સ્વભાવિક ચિન્હ છે જેથી ખાસ શ્રીહરિ પાર્ષદોથી જૂદા પડે છે.

### હરિગીતછંદ.

અતિ તેજવાળું પીત અંબર સુશોભિત દીપે મહા,
વિકસિત રૂડા અતસિકુસુમસમ કાંતી છે નિર્મળ અહા !
ગંભીર નાભિ ચક્ર મધ્યતનુ સદૈવ સોહામણું,
ઊંચા વિશાળ શ્રી વક્ષપર શ્રીવત્સ ચિન્હ ઝગે ઘણું.

પદ. " વૃત્તિ દર્શનની પ્યાસી રે " એ રાગ.

ધણી તુજ ધ્યાન ધારૂં રે, બણીને અતિ આરતવાન.
ત્હારૂં ધ્યાન ધારૂં રે.
ખાનપાનને શું ચાહું, સ્વજનમાંહિ શું ઘુંચાઉં,
સ્વતનને એ વિસારૂં રે. બણીને.
કાઢયો બહુ કાળ વૃથા, વેઠી બહુ ભાત વ્યથા,
કથા ન એ સંભારૂં રે. બણીને.
જાહેર થા જગત ભૂપ, રૂપ સુણ્યું છે અનુપ,
સ્વરૂપ સૌથી સારૂં રે. બણીને,
ઊર ઊઠે વિવિધ ભાવ, દે દયાળ વિવિધ લ્હાવ,
નભાવ કામ મ્હારૂં રે. બણીને.
થઇશ આ પથે પ્રત્યક્ષ, કરીશ દાસને એ દક્ષ,

લહ્યું તું લક્ષ્ય ચારૂં રે. બણીને.
અનંત પતિ ન કર વાર, કર પકડી કરજે બ્હાર,
ભવાબ્ધિનો છે તારૂ રે. બણીને.

---

## ધનાશ્રી.

ધન્ય હરિના હાથ રહો શીર ધન્ય હરિના હાથ,
પુરણ પ્રીતિ સાથ રહો શીર. ટેક.
દ્વિભુજ કહ્યા કહિં કહ્યા ચતુર્ભુજ સહસ્ર ભુજ અસંખ્યાત,
જનમાં તનમાં મનમાં ધનમાં વસે સુણી છે વાત. રહોશીર.
કૃતિ સર્વની મતિ સર્વની સર્વ કહે હરિ હાથ,
કર કહો કે કરવાની શક્તિ કહો છે દિવ્ય અગાધ. રહોશીર,
વ્યાપી બધે કાપી શકતી અધ, આપે ચહ્યું ભલી ભાત,
અંતર્ગતિ પણ હાથ હરિને વદે સહુ દીનરાત. રહોશીર.
આયુધ ધારે, વિવિધ પ્રકારે, કરે અસુરની ઘાત,
અભય આપતા શીષ થાપતા, કરતા શુચ્ચી શાક્ષાત. રહોશીર.
ધારે એજ ગીરી ગોવર્ધન, કરે બંસીનો નાદ;
આપે એ આલિંગન પ્રેમે નાચી નારી સાથ. રહોશીર.
નખથી હિરણ્ય હૃદય વિદારે, પળમાં પ્રકટી તાત;
તેજ ધરે પ્રલ્હાદ પુત્ર શીર, કરે અસુરનો નાથ. રહોશીર.
દાનવ દ્વારે જઇને જળ લે, પછી પસારે પાદ,
બીખમાગી અરી શીશ ઝુકાવે, અંત કરે રળીયાત. રહોશીર.
શીવત્ર્યંબક તોડતા રમત સમ, સતીને દે આલ્હાદ,
રાવણ કુળ દારૂણ દુઃખદાતા શ્રીને કોમળ ગાત. રહોશીર.
અનંત કિંકર નિજકર જોડે, બંધ થવા ભિતપાત,
પાછા છોડે સેવજ કરવા તેમ કરાવો તાત. રહોશીર.
વક્ષસ્થલ સુધી આવ્યા એટલે કલ્પવૃક્ષની ચાર ડાલી પ્રમાણે ચાર ભુજ તરફ ધ્યાન ગયું તે વિશે.

**चकासतं ज्याकिण कर्कशै श्शुभै श्वतु र्भिराजानु विलंबिभि र्भुजैः**
**प्रिया वतं सोत्पल कर्ण भूषण श्लथा लका बंध विमर्द शंसिभिः ॥**

**चकासत** પ્રકાશીત **ज्याकिण कर्कशैः शुभैः** ધનુષની દોરનાં શુભ આંટણ વડે **चतुर्भिः** ચાર **आजानु विलंबि** ઘુટણ સુધી લાંબા **भुजैः** ભૂજા વડે **प्रिया अवतंस** ખભા **उत्पला** કમળ **कर्ण भूषण श्लथा** ઢીલા **अलका बद्ध** અંબોડાના **विमर्द** મર્દન **शंसिभि** કહેવા વડે.

**અર્થ**—ધનુષની દોરનાં શુભ આંટણ વડે પ્રકાશતા એવા ચાર ભુજા ઘૂંટણ સુધી લાંબા છે ને તેના ઉપર પ્રિયાના ખભાને અડવાથી પંકજ કર્ણભૂષણને ઢીલા અંબોડાના આંકા પડી રહ્યા છે.

**વિવેચન**—ભૂજામાં પ્રથમ વીરપણું બતાવે છે કે અસુર હણવા શર ખેંચેલ દોરનાં આંટણ કાયમ છે તે પણ શોભારૂપ પ્રકાશમાન છે. કોઇ ખેડોળ ડાઘા કે ગઠ્ઠા નથી પરંતુ દીભુજ એજ ચતુર્ભુજ શ્રારામ એજ શ્રીમન્નારાયણને સ્વાશ્રિત રક્ષક પુરા શૂરા છે એ વધારા-સુચક છે તેજ પાછા પ્રેમી કહેવા કોમળ કહેવા કે પ્રિયાના અંબોડાને ફુલના અડવાથી ખભાપર દબાવાથી તેનાં ચિન્હ તેપર પડી ગયાં છે તે પણ તેમાં ઘુંસી ગયાં સ્વાશ્રિત માટે એવા નરમ જે તેમનાં વિરોધી માટે એવા ગરમ પ્રતાપ પ્રસાદ ઊભયનાં ચિન્હ સાથે છે. ભગવાન બીજાને માટેજ છે કષ્ટ હરનાર ને સુખ ભરનાર તેના ભૂજ વળી આજાનુબાહુ એટલે તેવા તેનાજ પુરૂષોતમ તે એજ.

## હરિગીત.

જેમાં ધનુષની દોર કેરા કઠણ શુભ આંટણ પડ્યાં,
ખૂંચ્યાં દીસે જેમાં પ્રિયાનાં કર્ણ ભૂષણ ફુલડાં;
ખૂંચ્યો ઢીલો અંબોડલો ને કમળ કોમળ પણ જહાં,
એવા રૂડા આજાનુલંબી ભૂજા ચારે ને ખભા.

**પદ.** ભૈરવી " મે જગાય હારી " એ રાગ.

પ્રાણુ પતિ હજી એ કદીએ શું આલિંગન દેશે રે આલિંગન દેશે.
આ હરિ આવે તને બોલાવે, એવી વધાઇ ધાઇ કોઇ કહેશે. ,,
તનને પરસે, પૂરણ હરખે, વરી સનાથ આ જાત કરે શે. ,,
તન ત્યાગું ત્યાં સુધી માગું, આધું થયું પછી દિવસ વળે શે. ,,
છે તો એનું કરે એ મજેનું, ચહું થતાં શ્રમ નવ લવ લેશે. ,,
સેવામાં રાખે એ સુખ ચાખે, એવા ઉદાર શ્રીનાથ ઠરે શે. ,,
રંકનું ન્હાવું રંકનું ધ્યાવું, રંકનું ગાવું અફળ શું રહેશે. ,,
છૂટે ન આશા હે શ્રીનિવાસા, પાસા કહ્યામાંજ પાંસરા પડે શે. ,,

---

## કાફી.

અન્ય પ્રકાશ નકામ પ્રકાશી જ્યાં,
સુધી નહિં પૂર્ણકામ તું અન્ય પ્રકાશ.
રવી પ્રકાશ થકીજ પ્રકાશે, ભૂ મંડળ આ તમામ,
તે ન હોય તો શશી પ્રકાશે, વિદ્યુત્, અગ્નિ નામ. પ્રકાશી.
જડપર જડ કીરણો પાડે કે નવ પાડે છે નકામ,
ચેતન જવ દેખે ને લેખે, એજ પ્રકાશ સકામ. પ્રકાશી.
ચેતન પ્રકાશતું મન દ્વારા, દેહજ તેનું ધામ,
જીવ જાગતાં જગત્ જાગ્યું લહે, મદદ અવરની મુદામ. પ્રકાશી.
પ્રથમ પ્રકાશ જીવનો પણ, નવ સ્વાધીન આઠું જામ,
થાય સુષુપ્તી મૂર્છા મૃત્યુ કામ ન લાગે હામ. પ્રકાશી.
ચેતન એમ પ્રકાશ અમારો, વશ રાખે શ્રીરામ,
એ ઘનસ્યામ પ્રકાશે અમમાં. તેજ તેજ મુદામ. પ્રકાશ.
જડ ચેતન એથીજ પ્રકાશે, ભાસે એ સુખધામ,
એનું તેજ મૂળ સરવેનું શ્રેષ્ટ તેમ અભિરામ. પ્રકાશી.
પરિમિત થઇ પાસે ત્યાં ભાસે નરવેશે ગુણગ્રામ,
બલીહારીજ જવાતું એપર સુધાતુંજ રૂપ ધામ. પ્રકાશી.
ખાનપાન ભય દુઃખ ક્યાં ભાસે, મટે બીજી મનકામ;

માણે તે જાણે ખરી ખુબી, વર્ણન કરે ન કામ. પ્રકાશે.
એજરૂપ જગભૂપ ઇષ્ટનું અનુનું અંત વિરામ;
વેંકટ વિગ્રહ નીરખી ધારી, વારી કરૂં પ્રણામ. પ્રકાશે.

વક્ષની ઉપરના અવયવથી પૂર્ણ અંગનું વર્ણન કરે છે તે માટે ઉપમા જડતી નથી. છેજ નહીં.

**उदग्रपीनांस विलंबिकुंडला लकावलीबंधुर कंबु कंधरम्**
**मुखश्रिया न्यकृत पूर्णनिर्मला मृतांशुबिंबांबुरुहोज्ज्वल श्रियम्**

**उदग्र** ઊંચા **पीन** પુષ્ટ **अंस** ખભા **विलंबि** તેનાપર લટકતાં **कुंडल अलकावली** ઝુલ્ફ **बंधुर** બાંધેલ **कंबु कंधरं** શંખ જેવો કંઠ **मुखश्रिया** મુખની કાંતિએ **न्यकृत**-ધીઃકૃત કરેલ છે **पूर्ण निर्मल अमृत अंशु** ચંદ્ર **बिंब**, **अंबुरुह** કમળની **उज्वल श्रीयम्** કાંતિને.

**અર્થ**:—ઊંચા પુષ્ટ ખભા તેને અડતાં-ઢલકતાં કુંડલ તથા બાંકી ગુલફો શંખ જેવો સુંદર કંઠને મુખના તે જે પૂર્ણ નિર્મલ અમૃત ભર્યાં ચંદ્રની કાંતીને અને જળમાં ઉગેલ કમળની અચળ શોભાને તુચ્છ ઠરાવી છે.

**વિવેચન**:—ખભા કુંડળ ઝુલ્ફ કંઠ બધાના વર્ણ આકાર ભિન્ન ને તદુપરાંત જે મૂળ વસ્તુનાં તે બનેલાં છે તે પ્રાકૃત નથી દિવ્ય છે. " દીવ્યમંગલ વિગ્રહ " એજ શબ્દ ભગવાનના શરીરને લગાડે છે, તે કેવું દ્રવ્ય તે માટે જે મુખ ખુલ્લો ભાગ તેની પ્રભાને વર્ણવતાં તે મુખ શોભાને વર્ણવતાં ચંદ્રની ઉપમા લીધી, તે તેજવાન પૂર્ણ લીધો તે પાછો ગ્રહણવિનાનો એટલે વિમળ લીધો તે અમૃતપુર્ણ લીધો એ રીતે સુંદરતા સ્વાદુતા લીધી પણ પુરી કોમળતા સુગંધી ન આવી ત્યારે કમળ લીધુ તે પણ જળમાં વિકસેલ લીધું પણ પછી મુકાબલો કરતાં તેને ધિકૃત કહેવાં પડયાં તે બધાંએ શ્રીપાસે તુચ્છ એથી અનુપમ-પરંતુ શોભા સ્વાદ સુગંધ શીતળતા પ્રકાશ પરિપૂર્ણ એથી વધું શું કહેવાય ?

## હરીગીત.

ઊન્નત અને મ્હોટા ખભાપર ઢળકતાં કુંડળવડે;
જે ઝુલ્ફથી ઘેરાયલો શંખરત કંઠ હૃદય હરે,
નિર્મળ પરી પુરણ સુધા સમ શશીને અંબુજ તણી;
ઊજ્વલ શ્રી પણ મુખતણી શ્રીની પાસ છે ધિક્કૃત બણી.

### પદ. ભેરવી "અંખ તેરી."

શ્રી મુખકમળ નિહાળીશ કયારે;
માત્ર યશે મનને વશ કીધું, ઉપજાવ્યો પ્યારે, નિહાળીશ કયારે.
ઔષધ. દુખનું ભુખનું સુખનું, સકળ પ્રકારે; નિહાળીશ
શક્તિ સુધારે વૃદ્ધી વધારે, ગમે વારે વારે. નિહાળીશ.
વ્હાલે વરાવે સેવા કરાવે, રખાવેજ હારે, નિહાળીશ.
અવર ન જોઊં, પલક ન ખોઊં, ફસી વૃતી દ્વારે; નિહાળીશ.
ભુલું પોતાને એક થાઊં ધ્યાને, અનુ એ આકારે. નિહાળીશ.

---

### પદ. "ગોવિંદાજી પ્રાણ અમારો રે" એ રાગ

શું શું કરે નજર તુમારી રે, નારાયણ જાઊં છું વારીરે;
પ્રલય સમય સહુ પડેલ બેશુધ. નહોતાં નર ને નારી,
નજર કરી આપોપી આપે સકળ શ્રષ્ટી વિસ્તારી શું શું કરે.
નજર કહો કે કહો નિજ મરજી, શુભ અસર કરે કારી,
ન દેખાય સમજાય ન જનને, કોણ કયાં છે ઉપકારી. શું શું કરે.
પ્રકટે પોતાથી પરમેશ્વર, પરમ બ્રહ્મ વપુ ધારી,
કમલ નયનથી કપાય કષ્ટી દ્રષ્ટી સંકટહારી. શું શું કરે.
જનકપુરીજન ગાંડાં કીધાં, અવધ પ્રજા ગઇ વારી,
વૃજ સઘળું વશ કીધું નજરે, ગ્વાલનીયોને તારી. શું શું કરે.
અસર કરે છે સદ્ય શુદ્ધ પર, શ્રમે બને અધિકારી,
ત્યાં વૃષ્ટી ભરપુર ભરાતી, થાતી ન પછી ન્યારી. ,,

કસર અનુની અંત ટાળશે, મળશે શારંગધારી,
ફળશે એજ અનુસંધાને. જય વૈકુંઠવિહારી. ,,

મુખને ઉત્તમાંગ કહેવાય છે મનુષ્યને ઇન્દ્રીયોનાં સ્થાન બહુધા ત્યાં છે પ્રભુને મનુષ્યની ઇન્દ્રીયોને તેમનેજ તેમની ઇન્દ્રીયોદ્વારા વશ કરવાના સ્થાન ત્યાં વિશેષ છે તેજ ગણાવે છે.

**प्रबुद्ध मुग्धांबुज चारुलोचन सविभ्रम भ्रूलत मुज्वलाधरम्**
**शुचि स्मितं कोमल गंड मुन्नसं ललाट पर्यंत विलंबितालकम्**

**प्रबुद्ध** ખીલેલા **मुग्ध** ભોળાં **अंबुज** કમળ **चारु** સુંદર **लोचन संवीभ्रम** વાંકી **भ्रूलता** ભમર **उज्वल** તેજોમય **अधर** હોઠ **शुचि स्मित** પવિત્ર હાસ્ય **कोमल गंडम्** ગાલ **उन्नसं** ઊંચિનાસિકા **ललाटपर्यंत विलंबित** છે **अलक**.

અર્થ—સ્પષ્ટ છે.

**વિવેચન**—પ્રભુસાકાર પુરૂષાકાર છે ત્યારેજ તેનાં દર્શન થાય છે. બ્રહ્મનાં દર્શન કરવા સાક્ષાતકાર તે લોચનવડે તેમાં જોનારની દ્રષ્ટી જેના પ્રતિ જુવે છે ત્હેની દ્રષ્ટી પ્રતિજ પહેલી જાય. તેના ભીતરનો ભાવ સમજવાને તે જાણે કે સુચક છે કૃપાકોપ દ્રષ્ટીથી વરતાય છે. અમારૂં સુણે છે કે નહી તે પણ તેથીજ પરખાય છે. તે શ્રીપતિના નયન સદા વિકસીત કમળ જેવાં ને મનોહરી તથા ભોળાં છે એટલે ત્રિતાપથી બળેલને શાંતીપ્રદને પાપથી ભડકેલને અભયપ્રદ વળી 'ચારૂ' એટલે બીજું વિસરાવી પોતામાં જોડનાર મનોહારી તેમાં મન ઠરે માટે ઉપર બાંકી ભ્રમરનો મરોડ પણ ચિતચોરજ કહેવાય છે તેથી વળી ઉજવલ અધર જે મણીપ્રવાલ કરતાં પણ વધુ પ્રકાશીત એક અદ્ભુત ચિતાકર્ષક સુધાપુરીત સ્થાન છે. લોચનની દષ્ટિમાં અમૃત વૃદ્ધિ કરવાનીશક્તિ છે તે કરતાં અધરમાં સુધા ઓછું નથી પણ તેના અધિકારી વીરલ દુરથીજ ડરતા ને દીલાસારૂપ શુચિસ્મિત છે. કોઇ ઠગાઇની વાત નથી. પ્રભુ કોપતા નથી કૃપાજ કરતા રહે છે તે હસવું જોતાં સુવાળાગાલમાં પ્રસવું

નાસિકાનો ઘાટને બાજુપર આગળ પડેલ ઝુલ્ફાનો ઠાઠ એ એકેક જા-દુઈ પદાર્થો છે. મહા ત્યાગી યોગીશ્વરને વર્ષો સુધી વસવા ફસવાના ફાંદા છે જગકર્તાની કારીગરીની પરીસીમા જગશોભાના સારસમુચ્ચયને મહાશુચીઆનંદ દાઈ છે.

## હરીગીત.

કિંચિત વિકાસીત કમળ જેવાં સરસ ભોળા નેન છે,
ટેડી ભ્રમર ઊજ્વલ્લ અધર ને શુચ સ્મિત સુખદેન છે;
કોમળ કપોલ સોહામણા ઉન્નત રૂપાળી નાસિકા,
વાંકી વળી અલકાવળી સુલિલાટ લગી અટકી અહા.

પદ. " મોરી કર પકરત. " એ રાગ.

કર શ્રીવર મુજપર મીઠી નજરરે.
પ્રિય પરમેશ્વર સતત એ‌ક્કર, રાખે છે ફિકર વિણુ કહે દીન ભરરે. કર શ્રીવર.
પ્રકટ થાય છે સ્વગત કૃપાથી, સરવનો સાથી રહ્યો છાંનો ભીતરરે .
યોગી ધ્યાય જણાય તેમને, ગજું ન સમજું ભજું કરી કરગરરે. ,,
ગાય ગુણો ત્યાં થાય પ્રકટ પ્રભુ ચાહ્ય એજ ચિત્ત આ રંક કિંકરરે. ,,
મંગલમૂરતી થાય છે પૂરતી મતિ કૃતિ રતિ જેની છે ઊચિત વરરે. ,,
દ્રષ્ટી થઇ કે રહે ક્યાં કષ્ટી, સધા વૃષ્ટી કરે રગ રગ તરરે,
સુધર્યા બહુ વર્યા બહુ તેમજ, વારો કયારે આવશે અંતુનો અધહરરે.,,

---

પદ. " બરવો–" મ્હારા વ્હાલા વેંકટ નાથા " એ રાગ.

ત્હારૂં સઘળું સૌથી સારૂં પ્યારા શ્રીના સ્વામીરે,
પ્યારા શ્રીના સ્વામીરે મ્હારા પૂરણ કામીરે. ત્હારૂં.
જગમાં સારૂં તેજ પ્રસાર્યું, અંશ કૃપાથી આપી,
સદા રહે જે તુજ સંગે તે કેમ ન હોય પ્રતાપી. ત્હારૂં.
સેવાના ભૂખ્યા શુચિ ચેતન યથેચ્છ શરીર ધારે,
અલંકાર આયુધ ઇચ્છીત બની, ત્હારી પ્રીત વધારે. ત્હારૂં.
શોભેને શોભાવે તુજથી એ ત્હારાથી ત્હેવા,

સર્વ શ્રેષ્ટમાં શું વખાણીયે,-વધતું દૈવી દેવા. ત્હારૂ
વરણુ ન વરણી સકાય, તેમજ આકારે સુપ્રકારે,
શુચીગંધ સુખ સ્પર્શ સકલ એ ધન્ય થતા આકારે.
ચોવીશ તત્વોનાં અભિમાની, ચેતન સત્તાવાળા,
ત્હારાં ભૂષણ આયુધ અદ્‌ભૂત શું ન કરે તુજ વ્હાલા.
નિત્યજ એતો છે અનુ સ્વામી, વૃદ્ધિ થાય નવાથી,
તે માટે મ્હારી મરજી છે વેંકટ સાચા સાથી.

ભગવાનના દીવ્યમંગળવિગ્રહનું વર્ણન અલક પર્યંત આવી ગયું પણ તેનાપર ઝલક છે. તે શરીરપર ભૂષણ અંબર આયુધ પણ છે. તે બધાં પદમાં કહ્યું તેમ સ્વતઃ ચેતન દીવ્ય અનુકુળ દેહધારી શ્રીપતિની સેવામાં લાગી રહ્યાં છે, જેમ વિશ્વ પ્રભુનું અંગ તેમા અનેક ચેતનો દેહધારી. સૂર્ય ચંદ્ર નેત્ર તેમ આ એકંદર રૂપમાં પણ દીવ્ય દેહધારી નિત્ય ચેતનો છે, જેમણે ભુષણ આયુધના આકાર ધારણ કર્યો છે તે સત્યકામ દીવ્ય દેહને પ્રભુ માટેજ પ્રભુની પણ ઇચ્છા પોતાની શોભા વધારવા હોઇને તે સિદ્ધ થવા પ્રકટી રહેલ એટલે તેમાં પ્રભૂની પ્રભૂતા માત્ર સમાઇ છે તે દરેક નવી નવાઇ છે, શોભાની સીમા છે-શું શું તે કહે છે.

**स्फूरत्किरीरिटांगदहार कंठिका मणींद्र कांचीगुण नुपुरादिभिः**
**रथांग शंखासि गदा धनुर्वरै र्लसतुलस्या वनमालयो ज्ज्वलम्.**

**स्फूरत्** પ્રકાશે છે **कीरिट अंगद** બાજી **हार कंठीका** ગળાનુ ભૂષણ **मणींद्र** કૌસ્તુભ, **कांचीगुण** ને **नुपुर आदिभिः** વગેરે **रथांग** ચક્ર **शंख असि** ખડ્ગ **गदा धनुर्धरै** શ્રેષ્ઠધનુષ **लसत्** શોભે છે **तुलस्या** તુલસીની **वनमाला उज्ज्वल.**

**અર્થ**—સ્પષ્ટ છે.

**વિવેચન**—પુરૂષ આકાર નાક નેત્ર આદિ કહેવાથી સામાન્ય ભાવ ન આવે ચતુરભુજ કહેતો દેવભાવ રહે પણ કીરીટ કહેવાથી

તેમના ચક્રવર્તી—કોટી બ્રહ્માંડ નાયક સિદ્ધ ઠરે છે. બીજાં ભુષણુ અનેક છે પણ ટુંકામાં ગણાવી શીખાથી નખ સુધી નુપુરથી પહોચાડી દે છે, પીતાંબરથી ચઢાવ્યાને નુપુર સુધી લાવી ફરી ઉતાર્યાં, જાણે દ્રષ્ટથી, નખ શીખને શીખનખ—આરતી ઉતારી, વળી ચારે ગમ વાડપેઠે, ફીનાર પેઠ વનમાલા કે તુલસી માળા શોભાને સુગંધના સમુહ રૂપ સદા એક સરખીજ રહે છે, એમાં શું આશ્ચર્ય છે! દેવકુસુમ કરમાતાં નથીતો આતો મણીંદ્ર ને કીરીટ ધારીને માટે અર્થાત સદા શ્રંગારીત રહે છે તે શોભામાં વૃદ્ધિ કરવાજ પંચાયુધે ધરે છે સુદરર્શન, પાંચજન્ય, કૌમોદકી, નંદકને શારંગ એ તેમનાં નામ છે તે પણ પાર્ષદ છે પ્રમાણ ચારત્ર અનેક છે.

## હરિગીત.

શ્રી કીરીટ બાજુબંધ સુંદર હારને કંઠાભરણ,
કૌસ્તુભ મણી કટી સુત્ર નુપુર આદિ શોભિત આભરણ;
શુચિ ચક્ર શંખ ગદા ખડગ ને ધનુષ વર આયુધ તથા,
તુલસી સહિત વનમાલિકા રાજી રહી ઉજ્વલ સદા.

પદ. " મન કર્મવાણી " એ રાગ.

શું શું નીહાળું રૂપાળાનું રૂપાળું રે,
રૂપાળાનું રૂપાળુ રે વ્હાલાજીનું વ્હાલું રે. શું શું.
અંગ ઉપરનો દંગજ થઇ ગયો.
જાણે હ્રદય વારીને એને આલુ રે. શું શું
કુટીલ કટાક્ષે કાળજું કોરી,
ચોરી ચિત્ત શ્રીપતિએ ઘર ઘાલ્યું રે. ,,
ભૂષણુ આયુધ અંબર માળા,
ઝગમગતું તન કહું કેમ કાળું રે. ,,
જ્યોતિ મળી વિવિધ વર્ણોની,
રૂપ એકત્ર લાગે નખરાળુ રે. ,,
નખથી શીખ શોભા અધિકાધિક,

અનુભવને ઉપમા શું આલું રે ! ,,
અનુ અનુભવ માગું ભવોભવ,
સરવની સેવ માંહે જીવન ગાળું રે. ,,

---

પદ. " ઓધવજી કરમનકી " એ રાગ.

કૃપાધન કૃપા અપાર કરે છે, હરીનામ તે કષ્ટ હરે છે. કૃપા ટેક.
કૃપા કરે છે સર્વપર સરખી, સુકૃતિ પરખી શકે છે;
સાફ કરી ખેડી રાખે ભૂ ખેડુ, નકા વૃષ્ટીનો તે લે છે. ,,
સમજે છે સુજ્ઞ જગજીવન, કયારે કૃપા શી કરે તે;
લાભ તેનો લેવાને પાત્રના, ઈચ્છીત અર્થ સરે છે. ,,
પુર્ણકામ ને સ્વલ્પ ન પરવા, ઉદાર નિત્ય ઠરે છે;
ભક્તિવશ ભગવાન કહે સહુ, પ્રેમી પ્રેમીને વરે છે. ,,
સ્વબળ તણું અભિમાને તજી નિજ ભારે ચરણે ધરે છે,
રાખે તેમ પછી રહે રંગે, જગ સુખ દુઃખ વિસરે છે. ,,
વ્હાલે વ્હાલાજીને વર્યા તે, ઉગર્યા અંત ખરે છે,
ન્યાય દયા સમ ભક્તિ પ્રવૃત્તિ, જે ગમે તે આચરે તે. ,,
દયા દેવી ભક્તિથી વધતી, દીન પ્રતિ તે દ્રવે છે,
અનુએ તેને ઓળખી સેવી શ્રીદેવી મા એ છે. ,,

ભગવાનના જેમ આયુધાદી ચેતનોને અમુક તત્વના તે તે અભિમાની દેવતા છે, જેમ વિદ્યા સારૂ સરસ્વતિ દેવીને સૌ જાણે છે, ધન વિભૂતિ માટે લક્ષ્મી ને તેજ શ્રી દેવી તે શ્રી હારની દયા દેવી છે એ રહસ્ય અંતરંગ છે. ને તેથી તે શ્રી દયાનો લાભ લેનારા ઘણા વ્હેલા ફાવે છે કારણ તે તો સદાથી હરિ સાથેજ રહે છે ને સદા ત્હેની સેવ તેની કૃપા સંપાદન કરે છે.

चक्रर्थ यस्या भवनं भुजान्तरं
तवप्रियं धाम यदीय जन्मभूः

**जगत्समस्तं यदपांग संश्रयं**
**यदर्थ मंभोधि रमन्थ्य बंधिच ॥**

**चकर्थ** કર્યું **यस्या** જેના **भवन** ઘર **भुजांतर** ભૂજનભીતર **तव** ત્હારૂ **प्रिय धाम यदीय** જેની **जन्मभूः जगत समस्त यत्** જેની **अपांग** કટાક્ષને **संश्रयं** આશરે છે **यदर्थ** જેને માટે **अंभोधि** સમુદ્ર **अमन्थ्य** મથ્યો ને **बंधिच** બાંધ્યો.

**અર્થ**—જેના ભુજની અંદર જેણીએ ભૂવન કર્યું છે. આપનું પ્રિયધામ જેણીની જન્મભૂમિ છે. સમગ્ર જગત જેની કૃપા કટાક્ષને આશ્રયે છે ને જેને માટે સમુદ્રને મથ્યો તથા બાંધ્યો છે.

**વિવેચન.**—તે ત્હમારી શ્રીદેવી છે એટલું આંહી વધુ સમજવું. સદા અંકપર ભુજની ભીતર બીરાજે છે છતાં તેના જન્મસ્થાન ક્ષીર સાગરમાં પોતે નિવાસ રાખ્યો છે. જગત લક્ષ્મીની કૃપાકટાક્ષનું ભૂખ્યું તો રહે છેજ પણ શ્રીહરિએ તેણી માટે દેવરૂપ ધરી સમુદ્રનું મથન કર્યું ને નરરૂપ ધરી રામરૂપે સમુદ્રને બાંધ્યો. એમ તેણી વિના શ્રીહરિથી પણ રહેવાતું નથી.

### હરિગીત.

જેનુ તમે ભુજ મધ્ય માહે નિવાસ, સ્થાન કરેલ છે.
જેની જનમ ભુમિને નિજ પ્રિય ધામ, તેમ ગણેલ છે;
જેની જરીક કટાક્ષના, આશ્રયે જગ સઘળું દીસે,
ઊદધી વલોવ્યો, અને તે બાંધ્યો વળી જેને મીશે;

**પદ.** વ્હાલાં શ્રીજીમાતા. એરાગ.

શ્રીજીનાં સહાયી અમે શ્રીજીનાં કહેવાયાં રે,
શ્રીજીનાં કહેવાયાં સુખીયાં થશું સવાયાંરે;
ન્યાય દયા બેઊ દેવ દ્રષ્ટીમાં દેખાયાં,
ન્યાય નામસુણતાં બણતાં રઘવાયાં રે. શ્રીજીનાં.
પાપોથી ડર્યાં ને પૂરેપૂરાં પસતાયાં રે,

બંધન છોડવા જોગ જાતે ન જણાયાં રે; „
દીન દુખી દયાનેજ પાત્ર પરખાયાં રે,
એવી દયાદેવીની ઓથે હેતેથી ધાયાં રે. „
આપમાંજ દયા આપનાંજ એ જણાયાં રે,
આપનીજ આજ્ઞા સમ એનાં પદ સાહ્યાં રે; „
સ્વબળ અફળ પ્રબળ કુકર્મે કાહ્યાં રે, „
દંપતિ શરણે આતુ પડયાં ખરે ડાહ્યાં રે. „

## પદ. બનગયો ભેદ—એરાગ.

માધવ મોજ માણો રે, નિજ વિભૂતિમાં.
દૈવી માયા દીવ્ય દેવની પ્રસરી સૌ ઠેકાણે,
રૂપ રંગ રસ શબ્દ સ્પર્શમય,
ચઉદ ભૂવને બની ચાહ્યા પ્રમાણે. નિજવિભૂતિમાં
આકારો અધિકારો કીધા, દેવભૂપ સહુ જાણે,
સહુમાં પેઠા સહુમાં બેઠા,
ભગવાન ભોગવતા સહુ ટાણે રે. નિજવિભૂતિમાં
સંકેલે ઉકેલે સઘળું, છુટું સામટું ટાણે;
ચહ્યુંજ થાતું ચહ્યું જણાતું,
ખૂટી ન જાતું એક એની ખાણે રે. „
વનો બગીચા સાગર સરવર, પંખી રીઝવે ગાણે;
દેવ ઋષી નર ભાવેસેવે, ભેંટા ધરે ઉચરે છે વખાણેરે. „
ઇચ્છાવાળા ચેતન સઘળા, વિવિધ આશા ઉર આણે રે;
વિવિધ પ્રયત્નો કરતા ઠરતા,
સફળ અફળ એ ગંમત જુવે જાણેરે; „
દીવ્ય વિભૂતિ દીવ્ય ધામમાં, દીવ્ય ભરી સહુ સ્થાને;
સેવે શ્રી વૈકુંઠપતિ ને એ અનુભવ ઉચરાય ન વાણે રે „
સહુમાં સરખા સદૈવ સ્વ સખી સહાયી દેવા લ્હાણે.

અનંત ગણી ગંમત શ્રી કરતી,
રંક અનંત શું શું તે વખાણેરે, ,,

ભગવાન સાકાર તેમ નિરાકાર છે, વિશ્વવ્યાપક છે તે પણ ગુણુશક્તિ પૂર્ણ છે તે શક્તિમાં પ્રાધાન્ય શ્રી છે તેની પણ સંગ વ્યાપ્તિ ગુણની પેઠે છે ને એ રીતે જ્યાં " ઇશ " ત્યાં " ઇશાના " છેજ. તેમજ તેના સાકાર–ત્વમાં ક્ષીરસાગરવાશી નારાયણ સાથે લક્ષ્મીરૂપ ને રામ સાથે સીતારૂપ, તે થાય છે. એમ સાકારથી પણ તે જૂદી નથી રહેતી તેજ ન્યાયથી જે નિત્ય વિભૂતિ શ્રી વૈકુંઠ ત્યાં સદા શ્રી હરિ યૌવનરૂપે પુરૂષોત્તમ બીરાજમાન છે ત્યાં પણ શ્રીદેવી સદા તેની સાથે વિરાજીત છે. તે તેની શોભા છે. તેની વૃદ્ધિ દેખાડનારી તે બીજા માટેજ નહી તેના પોતાનાજ માટે છે. તે બીજાને દેખાય ત્યાં ભેગી તેણી દેખાય પણ તેણી મુખ્ય તો સ્વામી સારૂજ છે. જ્યાં ઉપર કહી ગયા તેવાં ભૂષણ આયુધ ભૂષીત શ્રીહરી છે ત્યાં તેમના ભુજમાં શ્રી રહી છે કરીને કહ્યું ને ત્યાં શું કરે છે એ વધુ બોલે છે એટલે માત્ર શોભાવૃદ્ધિ સારૂજ નથી, પ્રભુને અતિવ પ્રિય હોવાતું કારણ તેની અતીવ આનંદપ્રદ તેનેજ માટે 'કેલી' છે તે કહે છે.

**स्ववैश्वरूप्येण सदानुभूतयाऽप्यपूर्व वाद्विस्मय मादधानया;**
**गुणेनरूपेण विलासचेष्टितैः सदातवै वो चितया तवश्रिया.**

**स्व** આપ **वैश्वरूप्येण** વિશ્વરૂપ વડે **सदाऽनुभूतया** સદા અનુભવ કરતા **अपि** છતાં **अपूर्ववत्** અપૂર્વ સરીખ **विस्मय आदधानया** વિસ્મય દેવા વડે **गुणेन** ગુણવડે **रूपेण** રૂપવડે **विलास** અને **चेष्टितैः सदा तवैव** ત્હારીજ **उचितया** ઊચિત વડે **तव** તારી **श्रीया** શ્રીવડે.

**અર્થ**—આપ આપના વિશ્વરૂપ વડે સદા અનુભવ કરોછો તો પણ પોતાના ગુણરૂપ વિલાસ ચેષ્ટાવડે આપને ઊચિત એવી આપની શ્રી વડે આપ સદા અપૂર્વ વિસ્મય પામોછો.

**વિવેચન**—વિશ્વ એ પ્રભુનું રૂપ છે વિશ્વનો આત્મા શ્રીહરી છે, તે રૂપ વડે તે મોજ ક્રીડા કરે છે તેમાં શ્રી તેની શોભાશક્તિ વિભૂતિ સાથેજ છે. એટલે એ રૂપે તો અનુભવ તેણીનો લીધાજ કરોછો પણ આપ સાકાર થયા ત્યાં વળી તેણી આપના રૂપને અનુરૂપ ને અનુકુળ-જરૂપ ધરી તેવાજ ગુણ પ્રકટ કરી તેવાજ વિલાસને ચેષ્ટાઓ વડે આ-પને પ્રતિપળ અપૂર્વ વિસ્મય ઉપજે—જે રસ આપ્યો તેથી નવો એમ આનંદના પ્રવાહમાંજ નવીનવી મોજ કરાવવામાંજ શ્રીજી પોતાના સર્વસ્વનો ઉપયોગ કરે છે. તેનીજ શ્રી તે તેને માટેજ હોય તેને ઉચીતજ હોય ને તેને ઉચીતજ લીલા કરે ત્યારેજ તેને અપૂર્વવત્ આનંદ, તે માટે પણ " વિસ્મય" શબ્દ છે તે મળ્યાં કરે એરીતે પ્રભુને સ્વરૂપનો ગુણ શક્તિ વૈભવનો વિશ્વનો આનંદકેજ પણ તેમાંએ વૃદ્ધિ શ્રી સર્વદા કરી શકે છે. તેથી પણ તેની અતિપ્રયા કરી સકે છે.

## હરિગીત.

નિજ વિશ્વરૂપે સદા જેનો અનુભવ લેતે છતે,
પણ ગુણોએ રૂપે વિલાસે વિવિધ ચેષ્ટાઓ વતે.
જે સદા કાળ અપૂર્વ વિસ્મય આપને દીધાં કરે,
એવી સદા તમનેજ લાયક ત્હમારી શ્રી છે ખરે.

## ધનાશ્રી.

મોજ કરો દીનરાત સર્વ વિધ મોજ કરો દીનરાત,
શ્રીમન્નારાયણ શ્રીદેવી દેવો સાહીત સાથ. સર્વ૦
પ્રકટો આપ જગમાં પણ પ્રેમે, નહી થાતાં ઉતપાત,
વ્હાલામાં વ્હાલથી મ્હાલવા, નિહાળવા પ્રિયગાત સર્વ૦
દીવ્ય દેશમાં વિશેષ વૈભવ, વધે જન્મે સહુ ભાત;
દેવે આવે ભેટો લાવે, સુરી સેવે નરનાથ. સર્વ૦
સુધરે જાય સહુનાં શરીરો, ઉધરે જાય સુજાત,
દુઃખહારી સુખકારી બનતા, પરસ્પરે દઈ હાથ. સર્વ૦
ઇચ્છા સહુની એક રીતની ગણે આપને નાથ,

તન મન ધન નેં જીવન અર્પણ કરે રહે રળીયાત. સર્વ૦
નવા નવા ભાવોના લ્હાવો, લ્યોને ઘો દીનરાત,
માણો પ્યારા પત્નીને પતિ, અનંત માને તાત. સર્વ૦

---

## ગરબી.

જય જય હો શ્રીમત શેષ, પ્રણમું પ્રેમ ધરી,
ઉર સ્મરી મંગળ મય વેશ, પ્રણમું પ્રેમ ધરી.
આદિ ઇશના આદિસંગી, અનાદિ તણા અનાદિરે;
અચળ શ્રીપતિ રહ્યા આપપર, આપ અચળ છો ગાદી. પ્રણુ.
આપવિના જગપતિન જણાતા, પતિ સહ આપ જણાતારે,
આપ પતિના પતિ આપના ઉભય એક દેખાતા.
જ્ઞાનાનંદતણા સુજ્ઞાન છો, બળીનું બળ છો દેવા રે.
સર્ષપ સમ ભૂ મંડળ ધારો એતે બળીયા કેવા. ,,
શ્રીજીના પણ અંતરંગી છો, સંગીજન હિત કરતારે,
ઉપદેષ્ટા આચાર્ય શ્રીમતના, અનેક રૂપો ધરતા. ,,
સહસ્ર લોચન વડે નીરખતા, સદા જગત પિતુ માતારે,
સહસ્ર વદને એ અનુભવ આનંદ ઓધ ગુણગાતા. ,,
એજ ગુણો નિત શ્રવણ કરાવો, એ આનંદ અપાવોરે,
આપજ છો રામાનુજ સ્વામી તેથી કરીયે દાવો. ,,
ફણામણીમય ઉર તમટાળો, દયા દ્રષ્ટીથી નિહાળો રે;
અનંત નામ લજાય ન માટે અનંતને સંભાળો. ,,

પરમેશ્વર છે એટલું સમાન્ય સૌ જાણે, વધુ તે અનંત અપાર ગુણ શક્તિવાન માને, પણ તેના નિત્ય આકાર વિશે તો શાસ્ત્રજ પ્રમાણ છે. તે કહે છે તે પુરૂષાકાર છતે સાથે શ્રી છે તેમજ તેમનું નિયત પ્રિય આસન પણ ચેતન છે. જેમ શ્રી બીજા ચેતનથી અતિ-વિશેષ તેનીજ પ્રભા શક્તિ છે, તેમજ શેષ પણ તેનુંજ અંગ-ષડૈ-શ્વર્યમાં બે ઐશ્વર્યના નિધાન-તે નિત્ય તેવાજ છે. ને તેવાજ રહેવાના

વેદમાં અર્થરૂપે બ્રહ્મ, તે શેષમાં સાક્ષાત્ સાકાર બ્રહ્મ છે ને તે વળી તેની શ્રીયુક્ત એજ રહસ્ય આંહી પ્રકટ કરે છે.

**तयासहाऽसीन मनंत भोगिनि प्रकृष्ट विज्ञान बलैक धामनि फणामणि व्रातमयुख मंडल प्रकाश मानोदर दीव्य धामनि ॥**

**तया** તારી **सहासीन** સાથે બેઠેલી **अनंत भोगिनि** અનંત સર્પઉપર **प्रकृष्ट विज्ञान** અને **बलना एक धाम** જેના **फणामणि**ના **व्रात** ફેલાએલ **मयुख मंडल** કિરણ સમુહથી **प्रकाशमान** છે જેમનું **उदर** રૂપી **धाम.**

**અર્થ**—આપની સાથે બીરાજેલી ( શ્રી કયાં છે ) અનંત શેષના ઉપર જે પ્રકૃષ્ટવિજ્ઞાન અને બળના એક ધામ છે ને જેના ફણામણીના કિરણ સમૂહવડે જેનું ઊદર પ્રકાશી રહ્યું છે એવું જેનું ઊદર દીવ્ય ધામરૂપ છે.

**વિવેચન**—અનંત એટલે કાળે કરીને, નાગશેષ—સર્પાકાર—પણ તેમનું જ્ઞાન પરાકાષ્ટા છે કારણ સદા પરબ્રહ્મનો સાક્ષાતકાર સાક્ષાત સ્પર્શ. સાક્ષાત દર્શન, અનુભવ, ગુણગાન તે પણ હજાર નેત્રને હજાર મુખથી કરનારા છે તેમજ બળ પૃથ્વીને સરસવસમ ધારણ કરે છે, બલકે જેમાં કોટી બ્રહ્માંડ રહ્યાં છે. તેને પણ સદા સુખે ધારણ કરે છે. તે કયાં ? જ્યાં પોતાના ફણીપરના મણીયોની કીરણોની રોશની પડે છે તેવા પોતાના શ્વેત ઊદરમાં–શયામાં મૃદુતા તે સર્પમાંહોયજ, વિશાળતા છે, ઊંચી છે, તેમ શ્વાસમાં અગાધ સુગંધ છે, ને તે દીવ્ય ચેતન હોઇને સર્વથા અનુકુળ છે, એટલે તે સર્વોત્કૃષ્ટ શૈયા છે તેમતે પોતે પણ અનુભવથી એટલા બધા મગન થઇ જાય છે કે ગુણો ગાતાં ધરાતાજ નથી સેવા કરતાં ધરાતા નથી ત્યારેજ પ્રભુ સાથે પણ પૃથ્વી પર અવતરે છે ને અદ્યાપી ગ્રંથ સિષ્યદ્વારાએ સેવા કરી રહ્યા છે.

**હરિગીત.**

ઊત્કૃષ્ટ શુભ વિજ્ઞાનબળના એક ધામ અને વળી,

ફણીના મણીનાં વૃંદ કીરણો તણા મંડળગણુ મળી;
કરતાં પ્રકાશીત ઊદર જેનું દીવ્ય ધામ રૂપી અહા,
એવા અનંત સુભોગીનીપર વિરાજીત શ્રી સહસદા.

પદ. "લક્ષ્મીનારાયણ." એ રાગ.

વ્હાલા સ્વામી શેષ શેષ આપનો ઠરાવો રે,
આપનો ઠરાવો જગ બાપનો ઠરાવો રે. વ્હાલા.
આપ જગ બાપનું બહીર અંગ કહાવો રે,
આપમાંજ દીવ્ય દંપતિનો મજે લ્હાવો રે. ,,
આપના જ્ઞાને અમારા તમને હઠાવો,
આપનીજ વાણી અમવચને કઢાવો રે. ,,
આપની દ્રષ્ટી દઇ દંપતિને દરસાવો,
આપનો આનંદ અમ ઉરે ઊભરાવો રે. ,
આપનાજ અવયવ અમને ગણાવો,
આપનેજ સારૂં સારાં અમને બણાવો રે. ,,
આપનાંજ ઇષ્ટ કાર્ય આંહીએ કરાવો રે,
આપનાંજ સ્થાનોમાં દિનરાત ફરાવો રે. ,,
મ્હારૂં મ્હારા તરીકે તમામ વિસરાવો રે,
અનંત આ અનંતને અંશજ બનાવો રે. ,,

---

પદ. "આશા ગોડી."

વ્હાલા એમ થવાય શ્રીવરને વ્હાલા એમ થવાય
જે શેષ પૂરાં બની જાય. શ્રીવરને વ્હાલા એથી થવાય. ટેક.
શેષ કહો કે સેવ કહો, રહો સહુવિધ સેવા માંહ્ય,
તનથી મનથી ધન સાધનથી ક્ષણે ન બીજું થાય. શ્રી.
પોતે પોતા સારૂ હોય તે, બદલે જીવન કાય,
પતિ લાયક થાવાનેં કૃતિયો, મતિએ તેથી પલટાય. શ્રી.
કૃતિ મતિ આકૃતિ રાખીને, પતિને ઉચિત સદાય;

પછી શેષ બની રહેવા માંડ, વૃદ્ધિ શક્તિની થાય. શ્રી.
ચહ્યું કાર્ય કરી સકવા સારૂ ધરી સકતા શુચિ કાય,
દરી સકતા ઉપયોગી હરિને, જરી ન વિઘ્ન જણાય. શ્રી.
સુધરી ઉધરી ગયા ખરા તે, જે શેષત્વે જોડાય,
અનંત સંગે અનંત થાવા અનંત ખરો ઉપાય. શ્રી.

---

શેષજી કેવી કેવી વધુ સેવા કરે છે તે વિશે કહે છે.

**निवास शय्या सन पादुकांशुको पधान वर्षातप वारणादिभिः**
**शरीर भेदै स्तव शेषतां गतैर्यथोचितं शेष इती रिते जनैः**

**निवास शैया आसन पादुका अंशुक**–તકીયા **उपधान** ચાદર વર્ષ વરસાદ **आतप** સૂર્યનો તાપ **वारण** છત્રી **आदिभि** આદિવડે **शरीर भेदै** બહુ શરીર કરીને સ્તવ તમ્હારા **शेषतांगतै** શેષતામાં ગયેલ વડે **यथोचित शेष इति** એ રીતે **इरितैः** કહેવાય છે **जनैं** જનવડે.

**અર્થ.**—આપના જે નિવાસ, શૈયા, આસન પાદુકા તકીયા, ચાદર, છત્ર આદી બહુ શરીર કરીને થઇ શેષતા—સેવા કરે છે તેથી લોક તેમને શેષ કહે છે તે યથોચિત છે.

**વિવેચન.**—શેષ એટલે બીજાને માટે તે બીજા જે સાચા શરીરી છે તે શેષજીના શરીરમાં એક રીને તો બીરાજે છે પણ તેથી ન ધરાતાં સમર્થ શેષાત્મા અનેક આકાર તેમની સેવાનેજ ઉપયોગી થવાય એવા ધારણ કરે છે ને સ્વામી તે સ્વીકારે છે. શ્રી દીવ્ય મંગલ વિગ્રહને સુખમય થવું એજ ઉદ્દેશ છે. ત્યાં તો તાપ વરસાદ નથી પણ છત્ર ચામર રાજ્યચિન્હ તે પણ પોતે થાય છે અર્થાત્ જે સદા સર્વ શક્તિથી અનેક શરીર ધરે સ્વામીસેવામાં સ્વામી અર્થે જ રહે તે સાચા ' શેષ ' તે યથા નામા તથા ગુણા શ્રી અનંતસુરી છે આ અલૌકિક લીલા છે દીવ્ય છે.

## હરિગીત.

સુનિવાસ શૈયા ખાસ આસન, પાદુકા ચાદર અને,
તકીયા વિવિધ ને છત્ર વર્ષા તાપનું ટાળક બને;
ઇત્યાદી જે નિજ શરીર ભેદે યથોચિત તુજ શેષતા,
તેમાંજ રહે છે તેથી જનમાં શેષ નામે છે છતા.

**પદ.** " વૃત્તિ દર્શનની પ્યાસી રે " એ રાગ.

સાચે સાચો શેષ થાઉં રે શ્રીપતિ શ્રી,
સારૂ હમેશ, સાચો શેષ થાઉં રે. ટેક.

સ્વામી કૃપા મળ્યો વેશ, સમજાવ્યો છે ઉદ્દેશ, ન લેશ અન્ય ચાહું રે. શ્રી
ઉઘાડી છે જેણે આંખ, તેજ દેશે દીવ્ય પાંખ, રાંકડો નહિ ગણાઉં રે.
રોકનાર છે અનેક, તોડવનાર છે ટેક, નહિ તેમાં ઘુંચાઉં રે ,,
સુભાગ્યે મળી સુવાટ, રાખું નિત્ય એ ઉચાટ, આડો જરી ન જાઉં રે ,,
લાગ્યો રહું યથાશક્તિ, આપશે અનન્ય ભક્તિ, આસક્તિ ધારી ધ્યાઉં રે.
અનંતને છે વિશ્વાસ, પૂરશે અનંત આશ, અનંતમાં લોભાઉં રે. ,,

---

**ગરબી.** " ગરજી તમને દીઠા મેં ગીરીધારી.

વ્હાજીનું લાગે બધું વ્હાલું, જેમાં જ્યાં જ્યાં જીવ જુગતે ઘાલું રે વ્હા૦
અંગેઅંગ અદભુત નખરાળું જહાં નાંખો ત્યાં જાય ચિત્ત ચાલ્યું, ,,
શોભાનિધિ શ્રીજીનું શું કહેવું, નથી ચૌદ ભુવને જેના જેવું, ,,
પ્રભા નિખી શેષ આસન ઉમદા,
ત્રૈણેના વરણ ઝગમગતાં જૂદા રે વ્હાલાજીનું
વેદો જેનું અંગ પુરૂ કહાવે, પાંખો જેની છંદો શું સંભળાવે. ,,
સ્હામા ચોથા ગરૂડજી ચોક પૂરે, દરસ થવા દેવ દીસે ઝુરે. ,,
પુરૂષ તન મુખ આકૃતિ હસતી, નજર નાથમાંથી નથી ખસતી ,,
એમાં દેખે જગપતિ દેખાતા, પહોંચે પતિ જ્યાં એ ધારી જાતા ,,
એના ભેદુ એમાં શ્રીવર દેખે, રીઝે વેદ તેનો જનમ લેખે ,,
પતિ પહેલાં શબ્દો સુણાવે છે, પતિ પહેલાં પોતે જણાયે છે. ,,

**અં**તુએ એ આશ ઉરે રાખી, નીરખતો ને મુખથી રહ્યો ભાખી. ,,

નિત્ય પાર્ષદમાં શેષ પછી ગરૂડજી છે તેથી તેમના વિશે કહે છે. ત્યાં જે છે તે શ્રી પતિ સારૂજ છે.

**दासस्सखा वाहन मासनं ध्वजो यस्तेवितानं व्यजनं त्रयीमयः**
**उपस्थित तेन पुरो गरूत्मता त्वदंघ्री सम्मर्द किणांक शोभिना.**

**दास सखा वाहन आसन ध्वज य.** જે તે ત્હારા **वितान** ચંદરવો **व्यजन** પંખો **त्रयीमय** વેદમય **उपस्थित** ઉભા રહેલ **तेन पुरो** તારા રહામા **गरूत्मा** ગરૂડજી **त्वत्** ત્હારા **अंघ्रि** પાદ **सम्मर्द किणांक** સમર્દનથી થયેલ-આંટણના ચિન્હવડે **शोभिना** શોભતા.

**અર્થ**—દાસ સખા વાહન આસન ધ્વજને જે ત્હમારો ચંદરવોને પંખો થાય છે એવા જે વેદમય છે તે ગરૂડજી આપના ચરણના સંમર્દનનાં આંટણ વડે શેભતા આપની સન્મુખ ઉભા રહે છે.

**વિવેચન**—શેષ સદૈવ શ્રી અંગને સ્પર્શે છે ત્યારે ગરૂડજીને વખતા વખત સેવા મળે છે સાધારણ તે શ્રી હરિનું વાહન કહેવાય છે. તે પ્રભુસાથે બીજુરૂપ ધરી પૃથ્વીપર અવતાર લે છે. જેમ શેષ બળરામ લક્ષ્મણ કુમાર થયા તેમ ગરૂડજી તો ગરૂડજી રૂપેજ પ્રકટયા પણ ત્યાં રહીને અહીપણ તે પ્રભુનુ મનજ કહેવાય છે કારણ તેની તેમની ગતિ છે તે પ્રભુની સેવાના લોભે અનેક રૂપે ધારણ કરે છે દાસ તો છેજ મુસાફરીમા સખા ને વાહન ખપ પડે આસન. યુદ્ધ-વેળા ધ્વજમાં નિવાસને વધુસેવા કરવા ચંદરવો વ્યજન પણ થાય છે. આ પાર્ષદો નિત્ય અધિકારી પુરૂષો પણ છે વેદાભિમાની દેવતે છે વેદમાં બ્રહ્મ તેમ ગરૂડમાં નારાયણ રહે છે દેખાય છે વેદ તેને આણે છે વેદવડે તેના વિશે સંભળાય છે વેદ ન્દા શ્રી હરિના સામુજ જોઈ રાખે છે. કારણ તેની દ્રષ્ટી તેમાંજ છે તે સૌની દ્રષ્ટી તેમાં કરાવે છે તેમ સ્વામીની દ્રષ્ટી ગરૂ-ડજીમાં છે વચમાં કોઇ આડું આવતું નથી તે સાકાર થાય ત્યારે પણ તેમને સેવાસુખનું એટલુ બધુ અભિમાન છે કે દીવ્ય દેહ છતાં શ્રી

પાદના આંટણુ પોતાના અંગપરબન્યાં રાખે છે. જેમ ભગવાન ધનુષ દોરના આંટણુ રાખે છે તેમની આશ્રીત દુખહારક ચિન્હથી વડાઇ છે આ· મની સ્વામીના દાસત્વથી સરસાઇ છે.

### હરિગીતછંદ.

છે દાસખાસ સખા વળી વાહન અને આસન ધ્વજા,
છે ચાંદની પંખો ચમર ને વેદરૂપ પૂરા અહા!
એવા તહમારા પાદના સંમર્દ ચિન્હે શોભતા,
શ્રી ગરૂડજીતે આપની અભિમુખ રહે છે નિત ખડા.

### પદ. જયજય વેદાત્મા ખગરાય.

વેંકટેશના વ્હાલા વાહન પ્રેમે લાગુ પાય,
જય જય વેદાત્મક ખગરાય. ટેક.
વેદ રૂપ નિર્વેદ બનાવા ભેદ ખરો સમજાય,
જાયતિમિર તવપંખ પ્રતાપે પરમ બ્રહ્મ પેખાય. જય,
પાંખોનો રવ એજ શ્રુતીયો, અનુભવથી ગુણુ ગાય,
ભીતર જ્યાં પરબ્રહ્મ પ્રકટ ત્યાં કાં ન જ્ઞાન ઉભરાય ,
અગમ્ય પૂરા વેદ સ્વરૂપે, ગમ્ય થવા ધરી કાય,
રમ્ય લાગતા સ્વામી સંગે નીરખી ઉર હરખાય,
દીઠા મીઠા બ્રહ્મોત્સવમાં પ્રાતે ગોપુર માંહ્ય,
અનેક વેળા અલબેલા સહ ઉમરમાં ઉભા થાય. જય જય
છત્ર ચમર છડીદાર મસાલો શ્રી વૈશ્નવ સમુદાય,
આપ નામથી પ્રસિદ્ધ ઉત્સવ ફરી કદા નીરખાય ,,
સદા સ્વામીના સનમુખ શોભો મોભો બહુ જળવાય,
રંગ ભૂવનમાં દેવી દર્શન સ્મરી અતુ બલ જાય. ,,

---

પદ. "ગણુનાયક ગુણુવાન જયજય ગણુનાયક ગુણુવાન.
પરમપદે પ્રભુના પાર્ષદમાં સૌથી શ્રેષ્ટ શ્રીમાન,
દીવ્યદેવને દેવી શ્રીના, દૈવી નિત્ય દિવાન. જયજય.

ચતુર્ભુજા શંખચક્રધારી, ધારી શ્રીવેત્ર પાણ,
કોટી અંડની કરો વ્યવસ્થા, શું સમજે અજ્ઞાન. જય.
મુખ્ય સહાયક શ્રીના મતના, મુખ્યશિષ્ય શ્રીમાન,
ઘણા મોકલી દિવ્ય ગણો અહીં, દીધું દૈવીદાન. જય.
ખાસ સેવ એ કાર્યખાસ, ખાસવાસ માહીસ્થાન,
દીવ્ય દેશમાં એજ દરજ્જો, ભોગવતા ભગવાન. જય.
પતિસ્વારીની પ્રથમ પધારી, તપાસતા સહુસ્થાન,
દીવ્ય દંપતિની સેવા પ્રતિ, સદાસમ સાવધાન. જય.
પામો પ્રથમ પ્રસાદ પતિનો, એથી અધિક શું માન,
અનુને પણ અહિંને ત્યાં તેમજ સ્વીકારજો શ્રીમાન.

---

ગણનાયક શબ્દ મહાદેવજીનાજ પુત્ર તરફ નથી લાગું પડતો. શ્રી વૈકુંઠ નિત્યધામમાં અસંખ્ય પાર્ષદો છે તેમના એક ઉપરી છે તે મનુંનામ વિશ્વકસેન છે તેમના વિશે પદમાં કહ્યું વિશેષ કહે છે.

**त्वदीय भुक्तोज्झित शेष भोजिना त्वया निसृष्टात्म भरेणयद्यथा**
**प्रियेण सेनापतिना निवेदित्त तथानुजानन्त मुदार वीक्षणै.**

**त्वदीय** તમારૂં **भुक्त** ખાતા **उज्झित** રહેલું **शेष** બાકી **भोजिना** તે જમનારા **त्वया** તમોએ **निस्सृष्टा** મૂંકયો છે **आत्मभरेण** પોતીકો ભાર **यद्यथा** જેમ છે તેમ **प्रियेण** વ્હાલા **सेनापतिना** સેનાપતિવડે **निवेदितत्** નિવેદન થયું તે **तथा** તે પ્રમાણે **अनुजानन्तम्** મંજુર કરો છો **उदार वीक्षणै** દ્રષ્ટી વડે.

**અર્થ**—આપના ભોજનનું શેષ રહેલું જમનારા ને આપે જેમનાપર ભાર મૂંકયો છે એવા વ્હાલા સેનાપતિ જે જેમ નિવેદન કરે છે તે તેમ થવા દ્યો એવું ઉદાર ઇક્ષણથી આપ મંજુર કરો છો.

**વિવેચન**—સેવકો તો અનેક છે પણ સૌના સેવનની વ્યવસ્થા કરનારા તેમજ જે નવું આવે તે નાથને અર્પણ કરનારાને તેનો પછી

યથોચિત ઉપયોગ કરનારા તે સેનાપતિ છે પ્રભુ પછવાડેજ તે-શેષ ભોગવે છે. એટલે પોતે પણ શેષથી જીવે છે તે બીજા જે આવે તેને પણ શેષ કરે છે જે હમેશાં શ્રીસ્વામી ઉદાર દ્રષ્ટીથી સ્વિકારજ કરે છે પ્રભુદરબારમાં કશાનો તીરસ્કાર નથી તેમ પ્રભુનો નિયમનભાર પણ બધો સેનાપતિપર છે એટલે સ્વામી તો સદા સુખ શાંતીમાંજ મોજ કરે છે. સર્વપાર્ષદ સર્વજ્ઞ સમર્થને સ્વામીનાજ સેવનની ઇચ્છાવાળા એટલે તેમાં વિરોધનો અવકાશ નથી. પણ સ્વામીઇચ્છાનું ગુણસેવન થવાનું તેમ અનેક વસ્તુ ચેતન નિવેદન થયે જવાના, તેની વ્યવસ્થા કરનારા તે છે તે સર્વ ગણના એ ખાતે પતિ છે સેવા કરનારાઓમાં પણ, સેવકોથી સેવા લેનારા પણ તે દંપતિ અર્થેજ.

## હરીગીત.

તમને નિવેદિત થઇ બચેલું તેજ જે ભોજન કરે,
જેના ઉપર આપે બધો નિજભાર મુંક્યો છે ખરે,
એવા સ્વપ્રિય સેનાપતિ જે જે કરે અર્પણ જથા.
તેની ઉદાર સ્વદ્રષ્ટીથી અનુમતિ દેતા સર્વથા.

પદ. બતાદે સખી એરાગ.

વિશ્વકસેન પ્રભુ થાઓ શુચિ સુખકાર.
સુણીને રૂણિનો પોકાર વિશ્વકસેન ટેક.
અન્ય સુખો જનદે છે અહિ એ, વધુ હવે એવાંજન ચહીએ,
માન્યાં અંત અસાર, વિશ્વકસેન.
સત્ય સુખોની ભાળ અપાવી,
આપે આશ ઉરે ઉપજાવી પૂરો તેજ પ્રકાર.
શ્રીની સહાય ઉપાયે શ્રીવર, એથી અવર નથી કદી હીતકર,
થયા તેના સંસ્કાર વિશ્વકસેન,
વર્યાં અહિથી સવિધિ દેવા મળી અહિથી સવિધિ સેવા,
રહેવા એજ આકાર, ,,
આચારી સહુના આચારી,

સમજી શિષ્ય થયો સુવિચારી, નથી લાચારી લગાર ,,
નિશ્ચય છે અંતે ચહ્યું થાશે,
આપદ્વારા પતિ પાદ પામશે થાશે અનંત જયકાર. ,,

**ગરબી.** " અમદાવાદ નામે આજરે " એ રાગ.

ધન્ય ધન્ય છે વધાઇ છે વધઇ છે નવાઇ નથી જાણીરે,
અમે નથી માત્ર કામ ભોગ ભોગવવા યોગ્ય તુચ્છ પ્રાણીરે.
નથી ભુખ, નથી પ્યાસ, નથી ત્રાસ—જ્યારે—છેક છૂટી જાતાં રે,
છીએ ચેતન જગદીશ્વરની જાત, નાશ કદાપિ ન થાતાં રે,
આથી ઊંચિ છે આશ અવિનાશ પદે પહોંચવાની પુરી રે.
જ્હાં દીવ્ય નિત્ય દીસતી સક્ષાત સુરત સ્વામીની મધુરીરે,
નથી એકલા નવ યૌવન નાથ, સાથ શ્રીદેવી ત્હેવી રે,
દાસ દાસી છે વિભુતિ અપુર્વ દીવ્ય પુરી જોવા જેવી રે,
જન્મ મરણ નથી નથી રાગ દ્વેષ કલેશ તણી કથા કેવી ! રે.
સહુ સરખા સ્નેહાં—હાળને સમાન, એક ઇષ્ટ દેવ દેવી રે,
મુક્ત નિત્ય સંગ વિચરે યથેચ્છ વિવિધ શુચી રૂપ ધારીરે,
સેવેટેવે દેવાધિ દેવ સતત પ્રેમ પવિત્ર વધારી રે.
કાદે કલ્પ સમો કાળ પલક માંહે એ લીલા રસનાં ભાગીરે.
અનુ એમાં હું કદા ભળી જાઉં થાઉં કિંકર અનુરાગી રે,

વિશ્વકસેન જે સેનાના પતિ છે તે સેનાના ગણોવિશે પાર્ષદો વિશે કહે છે તે કેવા છે:!

**हताखिलक्केशमलै स्वभावत सदानु कलयैकरसै स्तवोचितः**
**गृहीत तत्तत्परिचार साधनै र्निषेव्य माणं सचिवै र्यथोचितम् ॥**

**हता** હણાએલા **क्केश** ને **मलै** મળવડે **स्वभावतः** સ્વભાવથી **त्वत्** તમારા **अनुकूलय** અનુકૂળતાના **एकरसै** એકરસ વડે **तव उचित** આપને ઊચિત **गृहीत** ગૃહણ કરેલ **तत्तत्** તે તે **परिचार** સેવાના **साधने** સાધનવડે **निषेव्यमाणं** સેવાતા **सचिवै** મંત્રીવડે **यथोचितम्** યથાઊચિત.

**અર્થ**—અખિલ કલેશ ને મળ જેમના સ્વભાવથી જ હણાએલા છે, ને જે આપની અનુકૂળતાના એકરસ સ્વભાવ વાળા છે તેઓ આપને ઊચિત તે તે સેવાની સામગ્રીઓ ગ્રહીને યથોચિત આપનું સેવન (તે) આપના સચીવ કરી રહ્યા છે.

**વિવેચન**—જગતમાં ઘણા પ્રભુને પતિ માની તેની સેવા કરે છે તેમાં જેમ વધુ જ્ઞાની તેમ ચઢે છે રૂપીદેવ બ્રહ્માથી સીમા છે, પણ તેમને પ્રકૃતિસંબંધ અનાદિથી છે તેમાં અહંકૃતિ ને તેથી દેહમાં અહંકાર એટલે તેનાં સંબંધીમાં મમકાર રહે છે. ને તેથી પોતાને લઈને પછીજ આગળ સેવામાં પણ વધે છે. જ્યારે આ પાર્ષદોને સ્વભાવથી જ મળ નથી. એટલે તેમનું જ્ઞાન ખુલેલ હોવાથી તેઓ પોતાને સ્વતંત્ર નથી સમજતા સ્વામીના અંગ તરિકેજ અનુભવ કરે છે. એટલે કલેશનો સંભવ નથી અહં મમને અવકાશ નથી. યોગ્યસ્થળે શરીરી સ્વામીમાં છે તે સદા અનુકુળ ભાસવાથી અતિ પ્રેમથી તેની જ ઇચ્છાનુગુણ પોતાના સ્વરૂપ શક્તિનો ઉપયોગ કરવામાં સુખ સંતોષ માનનારા તે સર્વ સમાન છે ત્યાં સામગ્રી કાળાધીન નથી પરિમિત ગુણવાળી નથી પ્રતીપળ નવીન અનુભવ દે એવી છે. તે વડે સર્વ પોતાના જ પ્રેષ્ટ શરીરી સમજી તેના સ્વરૂપરૂપને ઊચિત તેતે પદાર્થો ગ્રહી સેવા કરી રહ્યા છે. સ્વામી સર્વથી વ્યવસ્થા પૂર્વક સેવાઇ રહ્યા છે. એ બધું અપ્રાકૃત અપૂર્વ અવયવ અવયવનો વ્યાપાર વ્યવહાર વાચામગોચર છે. નિત્યોજ તેઓ છે ને સ્વામી સ્થાન ભોગ ભોગોપકરણ પણ તેમજ છે. નિત્ય વિભૂતિજ કહેવાય છે. જેની આગળ આ કોટી બ્રહ્માંડ પ્રાકૃત મડળ તો લીલાપરિકર; સેના આગળ શતરંજ સદ્રશ છે.

## હરીગીત છંદ.

જે છે સ્વભાવ થકી જ સઘળા કલેશ તેમજ મળ રહિત,
જે છે સદા અનુકુળતાના એક રસ તમને ઊચિત;
એવા સચીવ સેવા તણી સામગ્રીયો વિધવિધ ગ્રહી,
ચોતરફ તમને યથોચિત સેવી રહ્યા છે સહુ અહીં.

પદ. "પ્યારા પ્રભુ" એ રાગ.

શુચી સેવા દેશો દેવ કયારે, દેશો દેવ કયારે, કહેશો દેવ કયારે, શુચી.
સેવ કર્યાની ટેવ છે તનની-ધનની-જનની દુખદા ભારે. શુચી
સેવા કરવી પડતી પરાણે, ટાંણે ટાંણે કરી ને-જીવહારે, શુચી.
તૃપ્તી નથી નથી થતી વિરક્તિ, આસક્તિ ધરી મન જખમારે. ,,
એથી જન્મ ફરી ફરી આવે, ફાવે નહિં શિશુ આવ્યો કિનારે, ,,
દેવા દેવા માંડો અહિંથી, હેવા પાડવા અનુડો પુકારે, ,,

---

પદ. સોરઠ.

સ્વામીને રીઝાવી જાણે, સાચું શ્રીજી માત.
સ્વાભાવિક ઇતિ સૌદર્યની, પતિ સારૂ સતી જાત;
પતિઇચ્છા પણ રતિ વધારવા કેવું હોય તે ગાત. સ્વામી.
સદા સ્વતઃ સર્વજ્ઞ સુંદરી, સહુ વિદ્યાની માત,
શું કહેવું ત્યાં ચાતુરતામાં, નિત્ય નવીન સુખ્યાત; સ્વામી.
સહુ રસના સારનીજ મુરતી, પુરતી રહે દીન રાત,
તે રસ રસિક પતિને અરપે, કેમ ન હોય અગાધ. સ્વામી.
દીવ્ય દેહ જ્ઞાનાનંદાત્મક, ભૂષણ દીવ્ય સુજાત;
અંબર પણ છે અતિ અલૌકિક, શોભી રહ્યાં શું સાથ.
ગુણે વિલાસે લીલાભાવે, વશ કીધા છે નાથ;
પતિ નિમિત્તજ જીવન જાહેર જાણે કેમ ન જ્ઞાત. સ્વામી.
સર્વ રિદ્ધિ સિદ્ધિ નિજ દાસી, ચહુ થવા ભલી ભાત,
મળી મંડળી સકળ અનુકુળ અનુ ત્યાં શું કહે વાત. સ્વામી.

---

સર્વ સેવા કરે છે પણ શ્રીજીની સેવાથી પરિસીમા છે. સેવ્યમાન સ્વામી છે, શ્રી પણ સેવામાં છે. કેવી રીતે સેવે છે? તે વિશે થોડું પ્રથમ શ્રીના વર્ણનમાંજ સારભુત કહેવાયુ છે અહીં પ્રસંગથી કહે છે.

**अपूर्व नानारसभाव निर्भर प्रबुद्धया मुग्ध विदग्ध लीलया।**
**क्षणाणुवत् क्षिप्त परादि कालया प्रहर्षयंतं महिषीं महा भुजम्. ॥**

**अपूर्व नानारस** ने **भाव**થી **निर्भर** ભરેલ **प्रबुद्धया** જ્ઞાનવાળી **मुग्ध** નિર્દોષ **विदग्ध** ચતુરાઇ ભરેલી **लीलया** લીલાવડે **क्षण** ના **अणुवत् क्षिप्त** કાઢે છે **परादिकाल** એક બ્રહ્માંડનું આયુષ્ય **प्रहर्षयंतं** પ્રસંન કરતી થકી **महिषी** પાટરાણી **महा भूजम्** મહા ભુજવાળાને.

**અર્થ.**—અપૂર્વ ને નાના રસને ભાવથી પૂરિત પ્રબુદ્ધ મુગ્ધ વિદગ્ધ લીલાવડે પરાર્દ્ધ આદી કાળ જાણે ક્ષણ વીતી તેમ આપની મહીષી હે મહાભુજ ! આપને આનંદીત કરે છે.

**વિવેચન.**—લક્ષ્મીનું નામ અહીં મહીષી રાખ્યું તે પાટરાણી, ક્રોટી બ્રહ્માંડનાયકની—મહાભુજના ભુજને લાયક ને તેને આનંદ આપવામાં તે જે જે લીલાઓ તે સારૂ કરે છે, ગૃહીણી ગૃહમાં પતિ પ્રસન કરવાજ તજવીજ કર્યા કરે, તેની વિદ્યા આવડત શ્રમનું એજ ફળ છે. તે જે લીલા એકવાર કરે તે બીજીવાર નહિ, એ રીતે અપૂર્વ—ને બધીજ નાના પ્રકારના રસ ને ભાવગર્ભિત અર્થાત શુષ્ક નહિં, કારણ તેની કરનારી જ્ઞાનપૂર્ણ ગુણપૂર્ણ ચતુરાઇપૂર્ણ સર્વેશ્વરની શક્તિ તો છે તે કેટલો આનંદ આપે છે તે ખ્યાલ પરાર્ધકાલ ક્ષણના અણું જેવો લાગે છે—એ પરથી આપણને આપે છે. તે અમે ક્ષુદ્ર શું માપી સકીયે !—

### હરિગીત.

વિધવિધ અપૂર્વ રસો અને ભાવો વડે પરિપૂર્ણ ને,
અતિ પ્રૌઢ મુગ્ધ વિદગ્ધ જેમાં બ્રહ્મકલ્પ બધા ખપે;
તે ક્ષણ તણા અણુ સદ્રશ ભાસે એવી લીલાએ કરી,
નિજ મહીષી આનંદ દેતી આપને મહાભુજ ! હરિ.

પદ. " દીનનો દયાળ છોડી " એ રાગ.

રંગીલા રંગીલી શ્રીની જોડી જોવા જેવી,
જોડી જોવા જેવી ચિત્ત ચ્હોડી લેવા જેવી. રંગીલી.
ઉભય વરણુ ભિન્ન ભાત, દીવ્યાકાર જૂદી જાત,
પતિ પ્રતિ દંપતિ એ એક જોડ એવી. રંગીલી.
ઉપમા સહુ જાય રદ. કામ રતિ મૂકે મદ,
વખાણો બધાંની હદ કેવી શું, કહેવી. રંગીલા.
નયનનેંજ નદે હર્ષરસ, મનની બુઝાય તરસ,
કોટી વરસ અસર રહે ક્ષણે હોય સેવી. રંગીલા.
કેવી ભૂખ કેવી પ્યાસ, કોનો ભય શેની આશ,
એ ઉલ્લાસ મળે પછી વિપતિ શીદ રહેવી. રંગીલા.
જે સભાગીને તે મળી, તે જશે સદૈવ મળી,
સકે ના નિકળી, વૃત્તિ અન્ય નથી રહેવી. રંગીલા.
ભોગ એ અનંતકાલ, ઉભરે અનંત વ્હાલ,
સદા ભાગ્યવંત, પામે જે એ દેવદેવી. રંગીલા.

---

ગજલ.

તારા સમાન તુંજ હરિ અન્ય શું કહું,
અદ્વિતીય અદ્વિતીય ફરી. અન્ય શું કહું ટેક.

સ્વરૂપ રૂપ ગુણ ચરિત્ર વૈભવે નિત્યે, એકે રીતે ન ન્યૂન જરી. ,,
બધે બધા વિશે સદા સહુથી શ્રેષ્ટ છો, છે હેઠ અવર વાત ખરી. ,,
વીત્યાં અસંખ્ય વર્ષો તેવાંજ વીતસે, અનુપમ રહે યુવા હરી. ,,
સર્વથી અતિ ગુપ્ત તે અતિ પ્રકાશમાન, જ્યાં તેજ ત્યાંજ શાંતિ ભરી.,,
આયુધો અલંકાર અને અંબર ચેતન, શોભાવવાજ રહ્યા ધરી. ,,
પરવા ન લેશ છે હમેશ સર્વની પરવા, ભક્તાધિન નિજ ખ્યાત કરી.,,
દેનાર છતાં આતુર માગે કોઇ ક્યારે, દોડીને દ્યો વિપત્તિ હરી. ,,

કોટાન કોટી અંશને સમાન બનાવો, અનુ ધન્ય ધન્ય રહું ઊચરી ,,

જેને પરમ તત્વ કહ્યુ જેનું નામ નારાયણ ઠર્યું જે શરણાગતિથી પમાય જેનો ઊભય લોકનો વૈભવ અનંત જેના ગુણ પરિજન પત્ની પર્યંત વિશે કહ્યું તે આપ જગબાપ—મમતાત વિશે—

**अचिंत्य द्रिव्याद्भूत नित्य यौवन ।**
**स्वभाव लावण्यमयामृतो दधिम् ॥**
**श्रियः श्रियं भक्तजनैक जीवितं ।**
**समर्थ मापत्सख मर्थी कल्पकम् ॥**

**अचिंत्य दिव्य अद्भुत नित्य** જેનું **यौवन** જેનો **स्वभाव लावण्यमय** જે **अमृत** ના **उदधिम्** જે **श्रियः** શ્રીના **श्रीयं** શ્રી **भक्तजन**ના **एक जीवित समर्थ आपत्सखम्** આપત્તિમાં સખા **अर्थी कल्पकम्** અર્થી માટે કલ્પવૃક્ષ.

**અર્થ**—સ્પષ્ટ છે.

**વિવેચન**—જેને છેવટ લક્ષમાં રાખવા આ સહુ કહ્યું. આ બધાવાળા તે પોતે કેવા અચિંત્ય એને માટે શબ્દ તો શું મળે, મનથી વિચારે પણ પાર આવે તેમ નથી. કાંઇ કહી સકાયતો એજ કે " દીવ્ય " આ પ્રાકૃત દેહ નથીજ. દીવ્ય પોતાથી પ્રકાશીત કોણ માટે સ્વેચ્છાથી બનાવેલ છે, ને સર્વેશ્વરની કારીગરી એટલે, '**अद्भुत**' એવું કોણ કરી શકે .! કોણ હોઇ શકે જેમકે **नित्य यौवन** તેમ લાવણ્યમય સ્વભાવ એ કેવો જેને આ વિશેષણ લગાડ્યાં છે તેવો એટલે જે અનુભવે તેને એ પરિમિત પુરૂષ—કારમાં—અમૃતના સાગરનો અનુભવ થાય ને શોભામાટે " શ્રીના પણ શ્રી " અથવા—તેવ જેની કૃપા લેશ ચાહે તેવી ખુદ શ્રીના પણ પરમ ભોગ્ય—તે અમારા સુધી ક્યાંથી ! એમ નથી ભક્ત થાય તેને માટે એજ જીવન બને છે છેજ તેમને બીજી પીડા આવેતો હરવા સમર્થ કોઇ કષ્ટ દેતો, આપતિમાં સખા, કાંઇ જોઇએ તો અર્થ માટે કલ્પવૃક્ષ, છે એકમાંજ સર્વ છે

એના કોટયાંશમાં બધાનું બધું બધું વિશ્વ છે. ત્યાં વધુ શું કહેવું એજ શબ્દો ફરી ને પણ—કે.

## હરીગીત.

જેનું અચિંત્ય સુદીવ્યને અદભૂત યૌવન છે સદા,
છે સ્વભાવિક લાવણ્યમય અમૃત તણા સાગર તથા;
શ્રીતણા શ્રી એ ભક્તજનનું એક જીવન રૂપ છે,
આપત્ સખા તે અર્થી અર્થે કલ્પવૃક્ષ સ્વરૂપ છે.

ગરબી. " ઓરા આવને" એ રાગ.

મન થાય છે માધવ હવે ભેટવા જો,
પ્રાણપતિ પદ્મપાદ પ્રતિ લેટવા જો રે. મન થાય૦
સુધા સિંધુ સમજી ઊંડી આશ છે જો,
માન્યું એ માટે મથ્યાનો ન નાશ છે જો રે. ,,
વાર થાય તેમ વ્હારે ચઢવા કહું જો,
કાર્ય થાય નહિ તેથી શરણું ગ્રહું જો મન થાય છે.
દીઠા દેવા ઠીનારા રૂપ આપને જો,
મીઠા ઓળખ્યા શીશુએ સાચા બાપને જો મન;
જાણી જાત શોચી ઊરે આણીયે તદા જો,
પ્રમાણીયે ખરે વહોરી છે આપદા જો.
છૂટવાની વૃત્તિઓ ઉભરાય છે જો,
લૂટવાને સુખ તાલાવેલી થાય છે જો મન;
એની ધૂનમાંજ અનંત આ ગાય છે જો,
પાછૂ ભૂલી જાય તો એ તું સહાય છે જો. ॥

——:o:——

## લાવણી.

ધન્ય મેં ધણી લહ્યા મ્હારા,
જેના જેવા જડે કયાંથી હોઇ શકે નહિં સારા.

નિરખો સઙ્કોચે સુખથી સ્વામી,
છેલ છબીલા પુરૂષ આકૃતી એજ સુખો ધામી. ધન્ય.
બધુ એનું અતિશય ગમતું,
ભમતું મન અટકીને અંગોઅગ પ્રતિ રમતું. ધન્ય.
જોડ એ થકી હર્ષ હેલી,
શું શું જાણે કરી નાંખીએ બીજું બધું મેલી. ધન્ય.
ચયું કરવા દે છે એવા,
વિઘ્ન હોય વચમાં તો સ્હામાં દૂર કરે દેવા. ધન્ય.
સુધુ પાડે સઘળી વાતે,
વધુ વધુજ બતાવી લોભાવે લાલા જાતે. ધન્ય.
અનુભવ એમ અધિક થાતો,
છંદ છેલનો લાગ્યો તે નથી કોથી છોડાતો. ધન્ય.
છોડવો પણ તે શા માટે,
એથી અવર ઊતરતું નશ્વર દુર્લભ સહુ સાટે. ધન્ય.
ઝંખના જ્યાં સાચી લાગે,
ત્યાંતો સ્હાંમા વિશ્વ વિસામા આવી ઊભે આગે. ધન્ય.
મંડીજા અનુ કમર બાંધી,
ઋથા લાભ વિતે છે સાચું સ્વરૂપ લે સાધી. ધન્ય.

જેમ વધુ જ્ઞાન, તેમ વધુ ઉત્કૃષ્ટ લાગવાથી તાવવાળાને ઔષધ, ભૂખવાળાને ભોજન વિરહવાળાને પ્રિયતમ, ને શ્રીજી સુધાં, જેને સેવ્યાવિના રહીજ સકતાં નથી પછી ચેતન માટે એથી વધુ સુખ વધુ યોગ્ય શું હોઇ સકે છે ! તેથી એજ મનોરથ અંતનો નિત્ય માટે છે.

**भवंत मेवानुचर न्निरंतर प्रशांत निश्शेष मनोरथांतरः ।**
**कदाहमैकांतिक नित्य किंकरः प्रहर्ष यिष्यामि सनाथ जीवितम् ॥**

**भवंत** આપ **एव** જ **अनुचरन्** સેવા કરતો **निरंतर प्रशांत**

**થયા** છે જેના **મનોરથાંતર** બીજા મનોરથ **નિઃશેષ** બીલકુલ **કદા** ક્યારે **अहम्** હું **एकांतिक नित्य किंकर प्रहर्ष यिष्यामि** પ્રસંન થઇશ **सनाथ जीवितम्** સનાથ જીવન કરીને.

**અર્થ**—આપનોજ નિરંતર અનુચર બન્યો રહીને, બીજા મનોરથ બીલકુલ પ્રશાંત થઇ જઇને હું આપનો નિત્ય એકાંતિક કીંકર થઇને ક્યારે જીવન સનાથ કરીને આનંદ પામીશ.

**વિવેચન**—આપનોજ "અનુચર" પ્રેષ્ઠ ભોગ્યતમ આનંદ ધનનો અનુચર સાથેજ રહી પછવાડે અનુસરનાર તે "નીરંતર" કદી પણ વિયોગ ન થાય. તેનો સ્વાદ પૂર્ણ આવવા બીજા મનોરથ બીલકુલ પ્રશાંત થઇ જાય, કદી ભૂલ અજ્ઞાનથી અલ્પક્ષુદ્રનો વિચાર પણ ન આવે તેના વિના જે છે તે કુચા છોડાંજ છે. તેની વાસના એ ન રહે ને તે સાથે સદા તે પરમાનંદ પુરૂષોતમનો સંગ રહે તે પણ તેને શ્રમદેવા નહી પણ "એકાંતિક નિત્યકિંકર" શું એ સદા તેનેજ સારૂ સેવન કરૂં ? એમજ ચાહતો થકો સાથે રહું, કારણ તેનું અંગ શરીર તેને માટે છતેંજ તેની વસ્તુ છતાં તે ત્હેના કામમાં આવું એજ સાર્થકતા કૃતકૃત્યતા, સનાથતા છે નં તે ખાતેજ આનંદ પામવો, તે કાળ ક્યારે આવે એમ આતુરતાથી વાટ જોતા ! કારણ સ્વાર્થ મટાડી સ્વામી અર્થેજ વૃત્તી કૃતી સ્વરૂપ યોગ્ય કરી સેવામાં સ્વીકારવું તેની કૃપાવશ છે.

## હરીગીત.

એવા પ્રભુજી આપનોજ સદૈવ અનુચર થઇ રહું,
બીજા મનોરથ માત્ર મ્હારા શાંત થઇ જાયે સહુ;
એવો હું એકાંતિક રૂપે તવ નિત્ય દાસ બની કદા,
જીવીત કરીશ સનાથ પામી હર્ષ પૂરણ સર્વદા.

**સોરઠ.** "કુબરીને જાદુડારા" એ રાગ

ક્યારે પ્હોચું પ્રભુ પાસે. તલસું દીનનીશ એ આશેરે. ક્યારે. ટેક

ભલે કરાવી ઓળખ ઇશ્વર, ઉપજાવી આ આશેરે; ,,
જગના દુઃખ દરદોથી ન ડર્યું, એ આશે ઉલ્લાસેરે. ,,
દીવ્ય દંપતિ દીવ્ય લક્ષાં તે, કેવાં કદા કળાશેરે; ,,
માતપિતાજ કૃપા કરશે તવ, શું શું સુખ નહિં થાશેરે ,,
ભવના દવના દાઝેલાને, શું શીતલ સમજાશેરે; ,,
એ આનંદ અનુભવ મળતાં, શું દુઃખીજ જવાશેરે. ,,
ચિત્ત ચહે છે સેવ સકળવિધ, નિત શું કરી સકાશેરે; ,,
પ્રીત પાળજો પુરી પ્રભુજી, અનુ જીવે વિશ્વાસેરે. ,,

---

પદ. "કડણુ થયા મહારાજ" એ રાગ.

ગજા ઉપરવટ મજા પામવા સજા સમય હું માગુંરે.
અધર્મની ગૃદ્ધો ધજા પરમ પદ પ્રતિ જવા હું માગુંરે;
મતિ નઠારી કૃતિ નઠારી ગતિ નઠારી રાખીરે
સુણી સંપતિ અતિ પતિની સદ્ય વિનંતી ભાખીરે.
સમજ્યો છઉ નહિં ફળે જ્યાં લગી કુપંથ હું નહિત્યાગુંરે. ગજાઉપરવટ.
સમજ્યો છું છે વિકટ મામલો ગડબડવાળો મ્હારોરે,
આજ રીતે વીતે વયતો નહિં પામું કેમે કીનારોરે.
અટકું અવળા પથથી શું ઝટ મુખ મરડીને ભાગુંરે, ગજાઉપરવટ.
વળગી રહે છે વિષય વાસના છોડીદીધી ન છુટેરે,
વખતો વખત સ્વગત પ્રકટીને શાંતી સુમતિ લુટેરે.
પળમાં ધર્મ્યું ધૂળ થઈ ઉલટું ઇચ્છીત થાતું આધુંરે, ગજાઉપરવટ.
ડાહ્યો છતાં સ્વાર્થમાં ગાંડો કોઈ નથી કહેવાનુંરે,
મ્હારેમ્હારા કર્મોનું ફળ સમજીને સહેવાનુંરે.
સાચા સ્વારથમાં શું કદીએ દ્રઢ રહેવા નહિં જાગુંરે. ગજાઉપરવટ.
હાર્યો હુંતો શ્રીપતિ હિંમત સ્વગત ચાલી આ પંથેરે,
ધાર્યો છે આપનો ભરાંસો ભલા ભાગ્યથી અંતેરે.
અનંત સ્વામી અંતર જામી ઉરે સ્મરી અનુરાગુંરે, ગજાઉપરવટ.

શરણુ થઇને શું ચહાવુ તે પરમફળ પરમ પુરૂષને પામી અનુભવી પ્રેમ પરવશતા પૂર્વક તેનું નિત્યકૈંકર્ય, પણ તે મળે કોને? વિશુદ્ધ થાય તેને. તેવા અમે છીએ! નહીજ. કેવા છીએ! ને શું ચહીયે છીયે! તેનો વિચાર આવવોજ જોઇએ કારણ માગણી કરી તે કાંઇ મુખે કહ્યા કે મનમાં હાલ ચહ્યાથી પાર ન પડી તેનું કારણ! પોતાની નાલાયકી. તે સુધારવા પણ પોતાની લાચારી "કાર્પણ્યતા" તે મટવા યોગ્ય થવા પણ તેનેજ યાચના, એ ઉપાય ને એજ ફળ. તે ક્રમથી ચાલ્યું આવે છે હવે કાર્પણ્યતાપૂર્વક ગોપતૃત્વ વરણુ શરૂ થયુ વિચાર પ્રભુનોજ, આશા–તેને પાંમવાનીજ, તે માટેના વિચારોમાં પોતાનો વિચાર થયો તે કહ્યો.

**धिग शुचिमविनीतं निर्दयं मामलज्जं ।**
**परम पुरुष ! योहं योगी वर्याग्रगण्यैः ॥**
**विधि शिव सनकाद्यै र्ध्यातु मत्यंत दूरं ।**
**तव परिजन भावं कामये कामवृत्तः ॥**

**धिक्ः** ધિક્કાર છે **अशुचि अविनीतं निर्दयम् माम** મને **अलज्ज** ને **परमपुरुष!** જે **योहं** જે હું **योगिवर्य** માં **अग्रगण्य** અગ્રગણ્યકે–**विधि** બ્રહ્મા **शिव सनकाद्यै ध्यातु** ધ્યાવાને **अत्यंत दूरम् तव** તારા **परिजन भावं**ને **कामये** ઇચ્છુછું **कामवृतः** થઇને

**અર્થ**—હે પરમ પુરૂષ! જે યોગીયોમાં મ્હોટા અગ્રગણ જેવા કે બ્રહ્મા શિવ સનક આદિ તેમના ધ્યાનથી પણ અત્યંત દૂર એવા જે આપ તેમના હજુરી થવાની કામવૃતીથી હું કામના કરૂં છું તેહું અશુચિ અવનિત નિર્દય નિર્લજ્જ થકો તે માટે મને ધિક્કાર છે.

**વિવેચન**—બેશક પરમપુરૂષનો અનુભવ થવો ઘણો દુર્લભ છે. અનાદિ કાળથી માયામાં લપટાએલને તે પર કર્મોના જીમ્માનો પાર નહી તેમ તેમાંથી છુટવાને વિશુદ્ધ થવા હજારો વર્ષ જબર પ્રયાસ–કુકર્મથી તો કેવળ અટકીનેજ–કરવો જોઇએ. તેવો પ્રયાસ કરતાંજ

મનુષ્ય દેહથી દેવ તેમાં પણ મ્હોટા તે પણ વિરકત યોગી તે પણ હજી હૃદયમાં તેનો સ્વલ્પ સાક્ષાતકાર કરવા પણ મથે છે એવડું મ્હોટું એટલું દુર્લભ કાર્ય છે તે જ્યારે પૂર્ણ થાય–આત્મા વિશુદ્ધ થાય ત્યારે પ્રભુ પુરા પેખાય ત્યારે તેમાં પુરો પ્રેમ, તેથી પુરી ત્વરા, ત્યાર પછી તેની પ્રાપ્તી, તે પછી તેના નિત્યકૈંકર્યમાં જોડાવાનું થાય એ પ્રસિદ્ધ શાસ્ત્રનો ક્રમ છે તેમાં મ્હારૂ સ્વરૂપ તપાસ્યું તો–અશુચી તે પૂરેપૂરો ઉપરનો નહિ પણ મનનો મેલો કામ ક્રોધ લોભે ઘેરેલો છતાં તે છો-ડવા વિવેક નહી હવે વડીલોનું શિષ્ટોનું માની સુધરૂં તેમ પણ નહી એવો "અવિનીત" નમી ફરી રસ્તે પડનાર શિષ્ટોના પથને અનુસ-રનાર નહિ બલકે તેમના કહેવા કરવા વિરૂદ્ધ સમજીને ચાલનાર એવો નિર્લજ બલકે તે માટે કોઈ કહે ટોકે તો તેને નિંદું, કષ્ટ દઊં અથવા સર્વને પીડા કરી પ્રકૃત ક્ષુદ્ર સ્વાર્થ માટે અશુચી આદી દુર્ગુણોથી ભરે-લ છઉં છતાં પ્રભુનેજ પકડવા ચાહું છું માગું છું એ જેવું શ્વાન યજ્ઞભાગ માગે, ચંડાળણી રાજપુત્રને વરવા ચાહે, તેવી ધિક્કારવા યોગ્ય વાંછના છે કેવળ અયોગ્ય આશા છે. ક્યાં પરમ પવિત્ર પ્રભુ ને ક્યાં અત્યંત દુષ્ટ હું તેથી કહ્યું.

## હરિગીત છંદ.

યોગીવર કેરા અગ્રણી અજ શિવ અને સનકાદિના,
ધ્યાને ન આવો સહજ એવા આપ પરમ પુરૂષતણા,
પરિજનપણાને ચાહી માગ્યું છઊં સદા અપવિત્ર જે,
હું વહિ ગયેલ દયા રહિત નિર્લજ હા ! ધિક્ છે મને !

## કાલીગડો.

બોલો બોલું વિચારી રે, સ્થિતી સ્મરીને મ્હારી રે ટેક.
પરમ પુનિત મંગલમય પ્રભુ ક્યાં !
ક્યાં હું કુટીલ ભ્રષ્ટ ભારીરે, બોલો બોલું.
ક્યાં સાત્વિકને ચિત્ત ચહાનારા, ક્યાં હું રજતમ ગુણ ધારીરે. ,,

ક્યાં કેવળ પ્રીતિના ભુખ્યા, ક્યાં વિષ વિષયી વિકારીરે, ,,
ક્યાં સહુને નિત સુખ કરનાર ક્યાં હું પ્રબળ પીડાકારીરે. ,,
આપથી ક્યાં બને બને પાપથી, તાપ રાખું હાથે જારી રે, ,,
ક્યાં મુખ બોલતું ક્યાં મનડોલતું ડોળ તું સમજે મુરારીરે. ,,
નિત દુઃખ ગાવું કરગરે જાવું રાખી છે રીતી એ જારીરે, ,,
ગતિ ન બીજી અનુ પતિ રીઝી તારશે અંત ચક્ર ધારીરે. ,,

---

## ધીરાના પદનો રાગ.

પાપી છીયે પૂરાંરે પ્રભુજીને શું કહીએ,
કુકરમે શૂરાં રે, પ્રભુજીને શું ચહીયે.
સતપુરૂષોમાં સપડાયાંને સુણીગયાં સદબોધ,
કહેતાં કંઇક આવડયું પણ છે કર્યો હ્રદયમાં શોધ;
વિરોધ છે ભારે રે, ભલાં ઝટ નહિં થઇએ. પાપી છીએ.
ટેવો પાડી આવે આડી, દહાડી વધતી જાય,
પંડ જતાં વધતાંજ પછાડી ધાઢી કુવૃતિ થાય;
ચાલ્યુ વિષયોને રે, એજ વમળે વહીએ. પાપી છીએ.
સ્વતઃ કુસંગ કુટીલ થઇ કરીએ, મન કેમ રહે મજબુત.
સત્સંગે પણ ખામી ખોળીયે, કેમ નભે એ તુત;
જુથ જ્યારે જામેરે, એ અસરોનું હઇએ. પાપી છીએ.
શુભ કરીયે તે પણ મદ ધરવા, કરવા લૌકીક કાજ,
ભલે ઘડી પસ્તાઇ આણીયે, ઊરમાં એથી લાજ;
પાછું તો એનુંએ રે ફળને ક્યાંથી લહીએ. પાપી છીએ.
અંગ મળ્યું શુભ સંગ મળ્યો શુભ, રંગ લાગીને ન નભાય,
ઢંગ ન સુધરે જંગ જામનો, જીવ તલપાપડ થાય,
મોતડું આ આવ્યું રે નહિ સ્વરથળે જઇએ. પાપી છીએ.
એકજ સહાય ઉપાયે એકજ, એકજ જે કહેવાય,
અનુએ એકજ એને ચરણે પડીને શરણું રહાય,

ગાય પદ ત્યારે રે, ધ્યાયીને હૃદય ચહીએ. પાપી છીએ.

પરમ દુર્લભની નિત્યસેવાનું મન પોતાની યોગ્યતાનો બીલકુલ વિચાર કર્યા વિના કર્યું એ ખાતે પોતાને ધિક્ કહ્યું પણ તેથી શું મન થયું તે માટે લૌકીક કામ વૃતી નથી સદ્ય શમતીતો આ તો ! પરમ પુરૂષાર્થ રૂપ છે એની ઇચ્છા તો કરવીજ જોઇએ એમ શાસ્ત્ર કહે છે પણ તે પાર પાડવા ઉપાય ! ચઢતે ચઢતે દેવને તેમાં વડા થઇ ધ્યાન અનુસંધાન કરવા સુધી સ્વકર્મો કરે જવાને ક્રમે ચઢવા મ્હારામાં ધૈર્ય નથી ને હામે નથી ને મન તો બહુજ ત્વરા કરે છે ત્યારે કરવું શું ! કોઇ ઉપાય ! શુદ્ધ થયા વિના તો શુદ્ધને નજ પમાય—તે વિના તેનોસ્વાદજ ન આવે ત્યારે ! એજ.

**अपराध सहस्र भाजनं पतितं भीम भवार्णवोदरे ।**
**अगतिं शरणागतं हरे ! कृपया केवलमात्म सात्कुरु ॥**

**अपराध सहस्र**નું **भाजन** પાત્ર **पतितं** પડેલું **છે भीम** ભયંકર **भव अर्णव** ના **उदरे** પેટમાં **अगती** ને **शरणागतं** ને હે **हरे ! कृपया** કૃપાવડે **केवलं, आत्मसात्** આપને લાયક આપ કરો.

**અર્થ**—અસંખ્ય અપરાધનું પાત્ર જે ભયંકર ભવસાગરના ઉદરમાં પડેલું છે તેવા અગતિને શરણાગતને હે હરી કેવળ કૃપા વડે આપને યોગ્ય કરો.

**વિવેચન**—“આગળ દુષ્કર્મ એવું જગતમાં એકે નથી બાકી રહ્યું જે મેં હજારોવાર કીધું હોય નહિ” એવું જે પોતા માટે કહેલ છે તેજ વાત કહે છે કે બેશક મ્હારી સ્થિતિતો કપરી છે પોતાથી તરવાની ક્યાં વાત ! સહસ્ર કહે તો અસંખ્ય અપરાધોનું પાત્ર તો હું છઉં મ્હારાપર તેટલા બોજા, કર્મના જુમ્મા છે ને હજી ભવસાગરના મધ્યમા ઉદરમાં પડેલ છું એટલે તરવાનો વિચાર પ્રયાસ થાય તેમજ નથી ઉપર નીચે બધે બહુ સંસારકર્મ જળ બાકી છે, સંગ પ્રસંગ માયાવી તે વળી ભયંકર છે વહાણુમાં પથર ભર્યા તે ડુબ્યું ને દુર કાઢો

તે ઉપર તોફાન કે કોઇ કાઢવા પ્રયાસ પણ ન કરી શકે તેમ છતાં આ વહાણ નજીવ નથી તે પાત્રમાં એક ચેતન છે જેના પર આ બોજા છે, જે સમજે છે કે હું કયાં ડુબ્યો ને મ્હારી ઉપર આજુબાજુ શું શું માયા જળનાં તોફાન થઇ રહ્યાં છે તે કબુલે છે કે મ્હારી સ્વતહાલ બીજી ગતિ નથી, ગતિ કરવા શક્તિજ નથી પણ એક વાત છે; શરણાગત છે, તે મનથી હે હરી ! કષ્ટ, વિઘ્ન, મળ, અધના હરનારજ, એવા તમે તેને શરણે આવેલ છે. શું કામ ! બેશક બોજા રહીત થઈ તરી કાંઠે આવવા પણ તેમાં તેને શી પરવાતે કડાકુટ કરે ! તેને માટે તે શરણ આવેલ છે તેને કહે છે. તહમારે લાયક તહમારી સેવામાં કામ લાગે ત્હેવું તમે તેને કરો પ્રભુ આખા વિશ્વને-સંકલ્પમાત્રથી તારી સુધારી સ્વીકારી શકે છે પણ ત્હેને અમારા વિના કાંઇ અડયું રહ્યું નથી માટે–કેવળ કૃપા વડે–એ નિમિત મુકે છે. કારણ તે કૃપાસાગર છે ને તેથી તેનો ઉપયોગ કરવો એ ત્હેની નિત્ય ઇચ્છા છે તે શરણાગતપર કરે છે તેમાં પણ તેને માટેજ વરે તેપર સદ્ય કરે છે ને મનોરથ તો એજ છે કે ત્હેનાનિત્યકૈકર્યમાં જોડાવું એટલે વૈદ્ય બીમારની ઇચ્છા મળતી થઇ છે એ મંગળવાત છે.

**હરિગીતછંદ.** અપરાધ અપરંપારથી ભરપુર એવું પાત્ર તે,
ભયકાર આ સંસારઉદધી ઉદર માંહે પડેલ છે.
એવા ગતિહીન અને શરણાગત થયેલ મને હરી.
કેવળ કૃપાથી આપ માટે યોગ્ય આપજ લ્યો કરી.

**પદ.** વિધાતા ધન્ય છે એરાગ.

કૃપાનાનિધાન તું મ્હારો સહુ વિધ સત્ય ઉપાય. ટેક.
આરો નહિ આવે આ રીતે, કિનારો છે દૂર આ દરિયા માંહ્ય. ,,
બળ કયાં છે છળનું નવ ચાલે, સાલે કરમનાં ફળ નવ સહેવાય ,,
હદનવ અઘની મદ શું રાખું, નાખું શીર દેવદેવ તવ–પાય.
કૃપાના નિધાનતું.

સુણી શકે હરિ તું સઘળેથી, હણી શકે ક્ષણમાંહે રૂણુ સમુદાય. „
ગાવું મ્હારે ન્હાવું ત્હારે, થાવું નથી અવર રીતે રતીરાય. „
અંત ગતિ છો અનુને શ્રી પતિ, આપો ધૃતિ મતિ હવે તો મુંઝાય.

---

પદ. " ઓધવજી સંદેશો " એ રાગ.

નિર્મળ નભમાં અચબુચ કાળાં વાદળાં,
દળનાં દળ ચઢી આવે દારૂણુ ઘોરજો;
તેમ શાંત મન પર અઘ ઓઘ ઊંડે તદા,
સ્થિતી થાય મ્હારી માધવ કંઇ ઓરજો. નિર્મળ.
વરસે જેવી જળની ધારા સામટી,
એમજ દુઃખની ધારા વરસે અંગ જો;
થરથરતું તન મનડું મુઝાતું દીસે,
દીસેન એક દીશે કાંઇ ઠીક ઢંગ જો. નિર્મળ.
ક્યાંથી આવ્યાં કેમ ન કાંઇ સમજ પડે,
ભાગી જવા ન પંથ જડે તે વાર જો;
જળ જળમય સહુ સ્થળ સમ દુઃખનાં પૂરમાં,
અથડતાને મુંઝવતો અંધકાર જો. નિર્મળ.
શી રીતે એ વેરીને વેરી સકું,
ઘેરી વળ્યું જગત જાણે ચોપાસ જો;
સુરજમાં ખુદ નારાયણુ કરૂણા કરે,
એજ પ્રકાશ તણી ઊર રાખી આશ જો. નિર્મળ.
એના બળ આગળ વાદળદળ છે વૃથા,
પળમાં ખળભળ સકળ—છેક શમી જાય જો;
એજ અનુભવ આવે એવે અવસરે,
આપે બાપે કરી કંઇ સમય સ્હાય જો. નિર્મળ.
ચોમાસાં તો આવે જાય ફરી ફરી,
જીવતા જીવને ભય એ હેજ બનેલ જો;

એજ ધાટ છે અંતુનો લક્ષ્મીની પતિ,
એજ માટ છે આપની ઓથ ગ્રહેલ જો. નિર્મળ.

પ્રભુ પોતાને યોગ્ય કાળે ક્રમે કરીને કરશે એમ વાયદે વાત રાખે ને વાર સહેવાય તેમ નથી કારણ માત્ર મળવા મન થયું છે ને આજોબહુ છે એટલીજ વાત નથી કષ્ટ દુસ્સહ છે. તે કેવું !

**अविवेक घनांध दिङ्मुखे बहुधा संतत दुःख वर्षिणि ।**
**भगवन् ! भवदुर्दिने पथ स्खलितं मा मवलोकया च्युत ।**

**अविवेक** રૂપી **घन अंध दिकनुं मुखे** મુખમાં **बहुधा** બહુ પ્રકારે **संतत** નિરંતર **दुःख वर्षिणि** વૃષ્ટી થઇ રહી છે **हे भगवन् भव** રૂપ **दुर्दिने** હેલીના દિવસમાં **पथ** માર્ગ **स्खलितं** ચૂકેલા એવા **माम** મને **अवलोकय** જો હે **अच्युत** તું જો.

**અર્થ**—અવિવેક રૂપી ઘનના અંધકારમાં દીકમૂઢ થયેલના ઉપર બહુ પ્રકાર નિરંતર દુઃખની વૃષ્ટી થઇ રહી છે તેથી હે ભગવાન હું ભવમાં આ હેલીના દિવસમાં માર્ગ ચૂકી ગયોછું તેવા મને હે અચ્યુત તું જો.

**વિવેચન**—પ્રકૃતિ તે દેહ ને હું આત્મા તેથી ભિન્ન તે સ્વતંત્ર નહિ પણ પ્રભુનું શરીર, એવો સ્વરૂપનોજ વિવેક તે પરજ અજ્ઞાન આવરણ અંધકાર છાયું દેહને હું, ને તેનું તે મ્હારૂ એ દીશા ભુલ થઇ એટલે પ્રકૃતિસબંધ હું મ્હારાથી કર્મ કરતાં ફળમાં ત્રિતાપ નિરંતર થાય તેથી દુઃખધારાજ અનેક પ્રકાર અનુભવાય છે તેની હેલી રૂપીજ આ ભવ મ્હારે તો થઇ પડયો છે. પણ આપ ભગવાન જ્ઞાતા સમર્થ છો તેથી પ્રાર્થના કરૂં છું કે આપ મને જુવો. મારા પર દ્રષ્ટીકરો એ અજ્ઞાન હઠાડો ને સ્વજ્ઞાન દેખાડો તો પછી અચ્યુત છો, ને અચ્યુત કરો છો, તેથી તેવી દ્રષ્ટી થવા પ્રાર્થના છે, તેનાં બે વિશેષણ મ્હારે માટે બસ છે ભૂલેલ માર્ગે ચઢી જઇશ.

## હરીગીત.

અવિવેક ઘનના અંધકારે દિશામૂઢ બની ગયો,
તે પર વિવિધ દુઃખનો સતત વરસાદ હા વરસી રહ્યો;
ભગવાન એવા દુર્દિને હું માર્ગ છેક ચૂકી ગયો,
માટે હવે અચ્યુતા એવા મને તું પોતેજ જો.

### પદ. " રાગ ભેરવી. "

અમ પર નજર કરો અવિનાશી, રહ્યાં ત્રિતાપે ત્રાસી. અમ પર.
જન્મ સમયનું દુખ ન સાંભરે, પણ છે મરણની ફાંસી. અમ૦
ભક્ત જણાવી જગમાં જાહેર, નવ કરાવશો હાંસી, „
વિધી નથી, કીધી તો ન સિદ્ધિ, કહું કષ્ટથી ત્રાસી. „
કરૂણાઘન ચાતક જન તું ભણી, બેઠા વદન વિકાશી, „
જાણ્યા માન્યા ન હોત તો હરી, કયાંથી સકત ઉપાસી. „
દીધી ગમ તો શ્રમ લ્યો વધતો રીઝો પુરણ પ્રકાશી, „
અનુ દુખીયાનું દુઃખ દીલ ધરજો વેંકટગીરી વિલાસી. „

---

નજર કરવાનું કાંઈ કારણ ! સાધારણ દ્રષ્ટી સઘળી શ્રષ્ટીપર છે વિશેષ કરવામાં વિશેષ જે હેતુ સમજતા હોઈએ તે પણ નિવેદન કરવો જોઈએ તે અર્થાત તો નિવેદન કર્યો કે હું બહુ દુઃખ પામું છું સાની પેઠે સંસારનું, તે અસાર લાગ્યાનું એ અધિક, ને આપ વિનાનું એ એથી પણ અધિક એટલે એવા સર્વથા નિરાશ ઉભય લોકની નીરાશાવાળા થોડા તે કહે છે તે પહેલા પદ કહી દઈએ.

### ગજલ.

કોટી કિંકર ત્હમારે મ્હારે તો છો એક સ્વામી.
સેવે સહુ બહુ ઠારે. મારે તો છો એક સ્વામી.
શ્રીજી ખુદ સેવે સંગે, સુરી સેવે ઉમંગે,
મળે મુકતો એ હારે. મ્હારે તો છો એક સ્વામી.
સુરો કોટી અંડ માંહે, પડે છે પુજ્ય પાયે,

નથી તેનો શુમારે. મ્હારે તો છો એક સ્વામી.
આ બ્રહ્માંડે એ દેવા ફરી નર કરે સેવા,
જીવિત તન ધન વારે. મ્હારે તો છો એક સ્વામી.
લાખો સેવે છે ધનથી, લાખો સેવે છે મનથી,
લાખો લાખો પ્રકારે. મ્હારે તો છો એક સ્વામી.
લાખો સ્થળ ફરી સેવે લાખો ફળ ધરી સેવે,
લાખો વર્ષો વિચારે. મ્હારે તો છો એક સ્વામી.
કોટી છે ત્હારાં ધામો, કોટી છે ત્હારાં નામો,
કોટી ગુલામો ત્હારે. મ્હારે તો છો એક સ્વામી.
સહુથી છેક છોટો, સહુથી કામા ખોટો,
જોટો મ્હારો ન કો ઠારે. મ્હારે તો છો એક સ્વામી.
નથી બીજો નાથ મ્હારે, નથી બીજું હાથ મ્હારે,
નહી બીજી આશ ધારે. મ્હારે તો છો એક સ્વામી.
અનુને સહુ વિધી તું, શરણ હું સહુ વિધી છું,
સદા સંગે સૌ પ્રકારે. મ્હારે તો છો એક સ્વામી.
અને એજ કારણથી આમ કહેવુંજ બરાબર બંધ બેસતું છે કે.

**न मृषा परमार्थ मेव मे शृणु विज्ञापन मेक मग्रतः ॥**
**यदिमेन दयिष्यसे ततो दयनीय स्तवनाथ दुर्लभः ॥**

ને નથી **मृषा** જુઠી **परमार्थमेव** ખરેખરીજ **शृणु** સાંભળ **विज्ञापनम् एकम् अग्रतः** આપની આગળ **यदि मे** મારાપર **न** નહિ **दयिष्यसे** દયા કરો તો **दयनीय** દયા કરવા યોગ્ય **तव** ત્હારે **नाथ दुर्लभ** થશે.

**અર્થ.**—જુઠી નહિ પણ ખરેખરજ મ્હારી એક વિનંતી આપની આગળ કરૂં છું તે આપ સાંભળો કે જો મ્હારાપર દયા નહિં કરો તો નાથ ! આપને દયનીય દુર્લભ થશે.

**વિવેચન.**—આ વિનંતી છે. જોર હકની વાત નથી ન્યાય નથી માગણી છે પણ તે કહેવામાત્ર વિવેક, વિનોદ, વધારીને, એમ નથી. યથાર્થજ છે લાંબી નથી એકજ છે તે પુંહનો બડબડાટ નથી તે પર આપનુ લક્ષ ખેચ્યું છું કારણ મ્હારા જેવો દયનીય બીજો આપને નહી મળે માટે દયા કરોજ અથવા મ્હારાપર પણ નહી દયા કરો તો બીજા કોણુ દયા માગવા આવશે ! સાધનવાળા પર દયાન કરો તો ચાલે પણ હું તો ખરેખર અકિંચન અનન્ય ગતિ છું પૂર્વે કહેલ તેજ વાત છે.

## હરિગીત.

જુદી નથીરે એક મ્હારી સાવ સાચી વિનતી,
હું આપની આગળ કરૂં તે શ્રવણમાં ધારો પતિ.
મ્હારા ઉપર જો આપ કરૂણા નહિં કરો તો તો પછી,
જે દયા કરવા યોગ્ય તે દુર્લભ થશે તમને નક્કી.

### પદ. " ગીરીવર ધારી " એ રાગ.

પ્રભુ કરશે કોણુ કૃપા મુજપર, જો નહિં રીઝો કમળાવર, પછી કરશે કોણ?
વસ્તુ અમે નથી બીજાની,
શીદ રાખે કોઇ પછી રંચ ફિકર. જો નહી રીઝો.
સહુ સહુને પોતાની પડી છે, અડી વખત ન લાગે કામ તલભર, ,,
કરીયે તોજ કરે બીજા કઇ, ખુદનો એ વહી નહિ સકાયે ભર. ,,
મદદ કરે નિસ્વાર્થ કંહી કો, તોએ આપી સકે સુખતે નશ્વર. ,,
પાપ પુંજ મૂળ ખરૂં દુખોનું, તુજ વિના ન સત્તાહણે અવર. ,,
આપ સમું સુખ આપ પ્રતિ છે, નવગમે બાપ બીજું ક્ષણુ ભર, ,,
અનંત પતિ અનન્ય ગતિછું. ઝટ સુણો શુચી શ્રીમન કરગર ,,

---

### પદ. "અનગયો ભેદ"

ભલા ભગવંત ભલે આયોગ આવ્યોરે, ભલા ભગવંત.
ભલા ભાગ્યે અવતાર અવની પર આ નર તનમાં આવ્યો,

તે પણ આર્ય દેશ ને વેશે, વૈષ્ણવ બાળકપણુથી બણાવ્યોરે. ભલા.
અનેક મતમાહે પણ મંમત શ્રીમતમાંજ કરાવ્યો,
સવિધી સગુરૂનો શિષ્ય કરી, ઠીક શિશુને શરણુ છે ઠરાવ્યોરે. „
ઉપાય કરતા દેખી અવરને ઉચાટ ઊર ઉપજાવ્યો,
એક ટેક બની ન સકશે, લેખે જે ન લાગે તે માંહે—ના લગાવ્યોરે. „
ખરા નાથજી ખુબ ઓળખ્યા, ભીતર ભાવ ભરાવ્યો,
અવર સ્વરવની આશાતજાવી, ગરજની વાત મુંકાવીને ઝુકાવ્યોરે. „
ખરી જગે ને ખરી વગે પહોંચી વળગ્યામાં ફાવ્યોરે,
પણ પ્રભુજી છે કરૂણા બાકી, થાકી ગયા પતી ન કર લંબાવ્યોરે. „
અવલંબન આપો અવિનાશી, ત્રાસી હાલ સુણાવ્યો.
અંત અંતુની થાય ન હાંસી, ઠરે ભકતનો ઠીક વેશ ભજાવ્યોરે,

એક તરફી વાત ઠીક બનતી નથી પરંતુ આ વાત બેઉતરફી છે ને તેથીજ કહેતાં હીમત રહે છે પણ તેનું ફળ સ્વામીકૃપાવશ છે એટલે તે થતાં સુધી આગ્રહ વિનયથી કહેજ જવાનું છે.

**तदहं तदृते न नाथ वान्मदृते त्वंदयनीयवान्नच ॥**
**विधि निर्मित मेतदन्वयं भगवन् पालय मास्मजीहप ॥**

**तत् ते अहं** હું **त्वत्** તારા **ऋदते** વિના ન **नाथवान् मत्** મ્હારા **ऋदते विनात्वं** ત્હારે **दयनीयवान् न च** નથી **विधि** એ **निर्मितम्** કરેલ **एतम्** એ **अन्वय** સંબંધ છે તે હે **भगवन् पालय** પાળો **मास्मजीहप** છોડો નહિ.

**અર્થ**—સ્પષ્ટ છે **વિવેચન**—ત્હારે જેમ દયાનુ પાત્ર મળવુ દુર્લભ તેમ મ્હારે પણ તેમજ છે કારણ મ્હારે બીજો નાથ છેજ નહિ કોઇ ખરેખર થઇ, રહી સકતોજ નથી એટલે જેમ રાખે તેમ રહેવા ગતિજતું છે તેમ ત્હારે દયા છે તે માટે પાત્ર જોઇએ છીએ તો હું છઉં. આ રીતે સ્વાભાવિક સબંધ બેઉનો નિર્માણુજ થયો છે અનાદિથી હુ દુખી છઉ અનાદિથી તું દયાળુ છે તે બેઉને એ માટે સબંધ જો-

ડવાની જરૂરત છે ઉભયને લાભ છે પણ તે ત્હારા વશમાં છે. જે કહે તેના પર કૃપા કરે તો હું કહુંછું પણ કરી સકવું ત્હારે વશ છે કારણ તું ભગવન્ છે માટે એ સંબંધ તું પાળ મેતો કહ્યું ચહ્યું. એક તરફી બનવું ઘટે તે બન્યું હવે તારી તરફથી પાલવા સાટે અઘાપી જાણે તોડયો હોય તેમ લાગે છે તેથી પ્રાર્થના છે તેમાં મારી કસુર હતી હું તૈયાર નહોતો થયો પણ હવે ખરેખર કહુંછું કે ન છોડો, તે સદા સર્વદા. મ્હારા દોષ અનંત આપની દયા અનંત અંતે આપ વિજયી થશો હું પણ સુખી થઇશ એકને બીજાની જરૂરત છે માટે હવે વાર થવી નથી જોઇતી એ મુદ્દો છે.

## હરીગીત.

એવી રીતે મ્હારે તમારા વિના સ્વામી કો નથી,
ને આપને પણ મુજ વિના દયનીય કોઇ બીજો નથી,
સંબંધ એવો આપણો જે છે અનાદિ કાળથી,
ભગવાન તે પાળો નહિં તોડશો વ્હાલા વ્હાલથી.

## પદ. લીધોવેરી. "

કોઇ નથી કોઇ નથી કોઇ નથી રે પ્રભુ મ્હારૂં તમારા વિના કોઇ નથી.
મ્હારૂં ગણ્યું તે થાય છે ન્યારૂં, સ્થિરતા એકેની જોઇ નથી રે. પ્રભુ૦
દેહમાંથી પણ પડે નિકળવું, સ્વસ્થ રહેવાનીજ સોઇ નથી રે. ,,
જાશે ત્યાંહાં પણ મળ વળગ્યા રહે, પાપ કૃતિ પૂરી ધોઇ નથી રે.,,
મળી સગવડો કરી અગવડો, હાથે કરી તકો ખોઇ અતી રે. ,,
ધર્મ કર્મ પણ ફળ દેનશ્વર, કરે જગતજન મોહી અતી રે. ,,
આપ ઉપાય ફળો છો આપજ, આપ પદે અનુ પ્રોઇ મતી રે. પ્રભુ૦

---

## પદ. " લક્ષ્મીના પતિરે " એ રાગ,

હરિ હું શું કરૂં રે, મ્હારી મુંઝવણી નવ ભાગે,
શું હું ઊચરૂં, મૂઢ સકળ જ્ઞાતા તુજ આગે. ટેક

હું હું કરી શરીરને સમજી, ભજું તેના શુભ માટે
મારૂં પણ એનેજ નિમિત્તે, પ્યારૂં માનું ઠાઠે. હરિ०
તનમાંથી હુંપણું કાઢવું, મરવા જેવું લાગે,
તનનાં સંગી તજવાં પડશે, એ શોચી દીલ દાગે. હરિ०
તનનો સામન તે મ્હારૂ ધન, વધારવા હજી ચાહું,
તે તજવાની વાત આવતાં, વધુ મોહી મુંઝાઊ. હરિ०
તનની તેવડમાંજ ખપાવું, જ્ઞાન ભક્તિએ મ્હારાં,
તન અનુકૂળ પ્રભુજી રાખો તેથી તમે છો પ્યારા. હરિ०
હું જૂદો છું તનનો તજવું, કદી ફરી નવ ચાહાવું;
અનંત સ્વામી એમતિ થાવા ત્હારે શરણે આવું હરિ०

વૈદ્યના તાબામાં ગયાને રહ્યા વિના તે દવા શી રીતે કરે ? ગુરૂની શાળામા ગયા ને રહ્યાવિના તે અજ્ઞાન શી રીતે ટાળે, તેમ પ્રભુને અર્પણ થયાવિના-તેના તાબામાં ગયાવિના તે શીરીતે દયા કરે ! માત્ર મુખથી કહેવુંજ-ન કામ લાગે તેના પરતંત્ર થઇ રહેવું જોઇએ. તે માટે વાર ક્યાં છે ?

**वपुरादिषु योऽपि कोऽपिवा गुणतोऽसानि यथा तथा विधः ॥ तदयं तव पाद पद्मयो रहमद्यैव मया समर्पितः ॥**

**वपुः** શરીર **आदिषु** આદિમાં **योपि को पिवा वा** જે કોઇ હોઊં **गुणतो** ગુણથી **सानि यथा तथाविध** જેવા પ્રકારનો હોઊં **तत अय** તે આ **तव** ત્હારા **पद्म पादयोः** પદ્મપાદમાં **अहम्** હું **अद्यैव** હાલજ **मया समर्पित** મ્હારાથી અર્પણ થયો.

**અર્થ**—સ્પષ્ટ છે.

**વિવેચન**—અર્પણ કોણે થવું. દેહતો જીવથી જૂદો છે ઇન્દ્રીગો જૂદી છે તેને જૂદો સમજવો સહેલ નથી ત્યાં જૂદો કરી અર્પવો તો કેમ બને. એજ વાત તેના ગુણની છે તેને તો ભુખ તૃષા નથી

તે અમલ આણું નિત્ય જ્ઞાનવાન છે, પણ હાલ નથી તેવો જાણવા કરવાના ઉપાય કર્મજ્ઞાન યોગ છે, તે પૂરા કરતાં તો કેટલા ભવ વીતે, તેથી તેની વાટ ન જોતાં કુચા સાથે રસવાળી શેરડી છાશ સાથે ઘી વાળુ દુધ, તેમ જે વાળોને જેવો હાલ છઊં તેવોનો તેવો–અર્પણ થાઊંછું. પણ તે અર્પણ થનાર હું પોતે ગુણે હોઊ તેવો બીજો બીજી રીતનો થઇને નહી, જે આપને કામ ન લાગે ! આપ આપને યોગ્ય કરી લ્યો તે સારૂ આપ સાકારના પદ્મ પાદમાં અર્પણ થાઊંછું કાળ· વિધી ગુરૂ મંત્રની વાટ નથી જોતો. દયાનો લાભ લેવો છે પોતાથી કશું ઉપાય તરીકે બને તેમજ નથી. બીજાથી પણ બને તેમ નથી અકિંચન અનન્ય ગતિએ તો અપર્ણજ થવું, તેમાં વચન મનથી કબુલાત દેવી. મ્હારાથી બની તે કરી.

## હરિગીત.

જે શરીર આદિમાં ગમે તે રૂપે હોને તે વળી.
ગુણથકી પણ જેવી વિધિનો હોય તે વિધિયે કરી.
ચહું જે કઇ છું તે તમારા પાદ પંકજને વિશે.
હમણાંજ પોતા વડે અર્પણ થાઊંછું એવી રીતે.

## રાગ ખમાચ.

નવ ચાહું થાઊ હું સ્વતંત્ર જરી, રહું પ્રેમધરી પરતંત્ર ઠરી. "
હાલ લગી બે હાલ રહ્યો હું, હાથે કરી દુખી જાત કરી. નવ૦
અજ્ઞાને ચિતહિત નવ સુઝે, દુઃખી રહ્યો ઊનપાત કરી. નવ૦
પ્રભુ દેખીને મૂકી શેખી, થયો વિવેકી ક્ષણ સુંધરી. નવ૦
આ ક્ષણ અર્પણ થાઊં ચરણમાં, મનમાં ભાવ પ્રભાવ ભરી. નવ૦
ખરા ધણીનો ખરો બણીને, માગણી કરૂં દ્યો સેવ ખરી. નવ૦
કરી કબુલત પળું હું નસતત, અગત્ય એ છે હવે ખરી. નવ૦
મનથી કહ્યું ચહ્યું રહ્યું બાકી, અનુપતિ આધીન નભવું પ્રરી. નવ૦

૫૬.

" લક્ષ્મીના પાતેરે " એ રાગ.

સમજ્યો શ્રી પતિ રે, હું તે શું છઉંને છઉં કેવો,
બની રાખો મતિયે હું તે શું છઉંને છઉં કેવો. ટેક.
તનથી જૂદો મનથી જૂદો, હર્ગીજ જૂદો જનથી,
ધનસામનથી બેશક જૂદો નવ જૂદો શ્રીમનથી સમજ્યો.
નથી નિપજ્યો નથી નાશ મુજ નથી વિકાર થવાનો,
હતો તેમ ખુદ રહીશ સદાએ, દેહજ છે તજવાનો. ,,
જ્ઞાન સ્વરૂપે વિમળ રૂપ છું, અણું છઉં હું જાતે,
વિભૂ જ્ઞાનને શક્તિથી પણ–વાતન એ મુજ હાથે. ,,
ઘુંચાયો છું નિજ રશ્મીથી ત્રિગુણોમાં બહુ ભાતિ,
અસરો એની ઉંધી લાગે એથી ભૂલો થાતી. ,,
ચહી પ્રકૃતી રહી છે વળગી, મ્હારી વળગાડેલી,
નવાં વળગણો શું વળગાડું ચાહું જૂનાં દઉં મેલી. ,,
મ્હારાં કરેલ મુજને બાંધે, સ્વબળે અલગ ન થાશે,
એ રહુ સહ પદ પડું આપને બાપબળે છોડાશે. ,,
હું, બંધન, નેં છુટું થાવું, સઘળું તુજનેં સોપું,
ત્હારૂં તું તે પ્રભુ સુધારે, ચહે, ન જો હું લોપું ,,

હું સ્વતંત્ર મ્હારો હતો ને અર્પણ થયો તો તેને કાંક આપ્યું, જાત આપી તે ખાતે જરા ગર્વ રહે, અથવા તે પૂર્ણકામ આવા પાપીયાને સુધારવા શું કામ માથાફોડ કરે ? શું કામ સ્વીકારે ? એમ નથી. અર્પણ થયો એ વાત ખરી હાલ સુધી સ્વતંત્ર પોતાનો પોતા માટે હતો હવે તેનો તેને પરતંત્ર થવા તેના માટે રહેવા ચાહું છું પણ તેમાં ખાસ વધુ સમજવાનું તે કહી બતાવવાનું છે ને તે આ પ્રમાણે.

ममनाथ यदस्ति योऽस्म्यहं सकलं तद्धितवैव माधव ॥
नियत स्वामिति प्रबुद्ध धीरथवा किंनु समर्पयामिते ॥

**મમનાથ યત્ અસ્તિ** જે છે **યોઽસ્મ્યહં** જે હું છઊ **સકલં તત્ હિ** તે બધું **તવૈવ માધવ** માધવ તારૂંજ છે. **નિયત** નિયમે કરીને **સ્વમ્** આપનો પોતાનો **ઇતિ** એ રીતે **પ્રબુદ્ધ ધી** બુદ્ધિ ઊઘડી **અથવા કિંનુ સમર્પયામિતે** એટલે સમજ્યો કે તને શું અર્પણ કરૂંછું!

**અર્થ**—સ્પષ્ટ છે **વિવેચન**—" મમનાથ " મ્હારા નાથ છોજ એટલે નવું આપવું કે સ્વીકારવું એ વાત હકીકતમાં છેજ નહીં. જે છે તે ને " હું " એટલે બ્રાહ્મણને ઘી કુચાને શેરડી, માલને બારદાન, બધું આપનું અનાદિથી સ્વરૂપથી છે. હે માધવ! ભૂમી આખી આપની પછી તેના ઉપરના બધા બધું તો તેમાં આવીજ ગયું. પણ માધવ માને ધરનાર દયા ધરનારતમે દયા, એ કરી કે નિત્યે સ્વભાવિક આપનોજ છઊ એ જ્ઞાન આપે ઊઘાડયું. ગુરૂદ્વારા શ્રી સંપ્રદાય દ્વારા અથવા ગમે તે પ્રકારે પણ સ્વરૂપ સમજ્યો ને તેથી આપના આપેલા જ્ઞાનથી આપની વસ્તુ આપને સોંપી જેના પર સ્વતંત્ર સમજી ખોટો દાવો કર્યો હતો તે છોડયો. જેનો હતો તેનો કાયમ કર્યો, એટલે મેં સમર્પણ કર્યું એવું કાંઇ થયુંજ નથી. મારી સ્વતંત્રતા રોકી ગડબડ અટકાવી. અને આપની તાબેદારી સ્વીકારી એટલે આપની વસ્તુ આપને સુધારતાં ને સ્વીકારતાં અનુકૂળ થયું. એવું જ્ઞાન પણ આપેજ આપ્યું એટલે આપની કૃપાથીજ જે થયું તે થયું. તેમજ આગળ પણ થશેજ. આપે તો ગાડું રસ્તે પાડયું હવે મ્હારે પાછું ભૂલવું ન જોઇએ સ્મરણ બન્યું રાખવું જોઇએ.

**હરીગીત.**

અથવા અહો મમનાથ જે કંઇહું અને મ્હારૂં દીસે,
તે તો બધું છે ખરે માધવ આપનુંજ એવી રીતે;
એ અણાવ્યું ઊરમાહે બુદ્ધિને ઊઘાડીને નક્કી,
તે પણ તમે ને તે છતાં અર્પણ કર્યું શું કહું પછી.

**પદ.** લટકાળો શ્રી ગીરીવર ધારી " એ રાગ.

ચેતાવ્યો લક્ષ્મીનાથે, શાદને શું છઊં હું જાતેરે. ચેતાવ્યો.

તનને હું લહે તે ભૂલે એથી દુઃખ રહે કાં ફૂલે;
જૂદો જ એથી ભલી ભાતે રે. ચેતાવ્યો.
કર્મોનાં ફળે તન મળતું, ફળ પૂરાં થાતાં ટળતું;
રળતું તેમાં દીનરાતે રે. ચેતાવ્યો.
ખુદ પર નવ બોજો વહેવો, જીવ સ્વતંત્ર ના ગણી લેવો;
પ્રભુને પરતંત્ર સદા તે. ચેતાવ્યો.
પ્રભુની જ ચીજ પ્રભુ માટે, રહે રીઝ વરતે એ વાટે;
ઉપયોગી થાવું આલ્હાદે રે. ચેતાવ્યો.
એને એનાંને ચહીયે, એનાં એનાંમાં રહીયે;
લહીયે છે એમાં મજા તે રે. ચેતાવ્યો.
સંગનો રંગ લાગે છે, અજ્ઞાન એથી ભાંગે છે;
જાગે છે પ્રેમ એ માથે રે. ચેતાવ્યો.
છે ખરા પ્રેમને ઘટતા, રસનિધિ રતી નથી ઘટતા;
પ્રતિપળ ગમતા વધુ તાતેરે. ચેતાવ્યો.
સાક્ષાત્કાર શે થાય, અનુએજ અહરનીશ ચ્હાયે;
ગુણગણે ધ્યાયે દીનરાતે રે. ચેતાવ્યો.

---

પદ. " મનકર્મ વણી " એ રાગ.

રાખો ત્હમારો વિચારજ શ્રી સ્વામી રે,
વિચારજ શ્રી સ્વામી નવ થવા દ્યો. સકામી રે. રાખો.
વસ્તુ ત્હમારી છઉં અવિકારી,
કીધી ન્હારી વિકારીને હરામીરે રાખો. રાખો.
ધારી ઉપાધી કાળ અનાદિ,
કાઢયો બગાડયો પોતે એ પીડા પામીરે. રાખો.
સ્વતંત્ર ધારી અસર વધારી,
જે જે સોં તે પોતાનું ગણ્યું પામી રે. રાખો.

અટકયો ન એથી, ભટકયો ન ચેતી,
જ્યાં જે ગમ્યું તે ચહ્યું બની નેકામીરે. રાખો.
ધન્ય દયાધારા, પ્રાણ પ્રિય મ્હારા;
સ્વજ્ઞાન દ્વારા સમજાવી સૌ ખામી રે. રાખો.
માગી પૂરી માગી પદ્મપદે લાગી,
અનુમદ ત્યાગી સ્વીકારી છે ગુલામી રે. રાખો.

પ્રભુને અર્પણ થયા તેના હતા તે સત્યકબુલ્યું. હાલે તેનાજ છીયે સદા તેનાજ રહીશું તેજ શરીરી ધારી નિભાવી ચલાવી રહ્યો છે. એટલે તેના કામમાંજ હોવું રહેવું જોઇએ પણ તેવો ભાવ તેની કૃપાવિના ઉપજે તેમ નથી. કારણ અનાદિથી પ્રકૃતીમાં ભોગ્યત્વ, ને તે પોતા માટે છે. હાલે આ બધું કહ્યું ચહ્યું, પણ પ્રાકૃતબંધન રહ્યું છે, તે જેવું જોઇએ તેવું સાત્વિક નથી થયું. એટલે સંપૂર્ણ જ્ઞાન ભાનજ નથી થયું, તે પુરૂં થાય તોતો પ્રભુ જેવા મીઠા પ્રભુ છે. તેમાં અનન્ય ભક્તિ આજ્ઞાન થતાંજ એની મેળે ઉઠે, પણ તે વિના તે પહેલાં મ્હારાથી બને તેમ નથી ને કબુલત આપી તે પળવી તો જોઇએજ, હવે પોતા માટે તો કાંઇ ચ્હાવું પણ ન જોઇએ, તેથી તેવું યોગ્ય મન વર્તન પ્રેમ થવા પણ તેનેજ યાચવું. ભીખ માગવી તો પૂરી દાનતે દયા કરવા બેઠા પછી કયાં કજુસાઇ છે ! અનંત દયાસાગર છે. તેથી વધુ માગ્યું ! મળ્યું તેમ વદું—

**अवबोधित वानिमां यथा मयि नित्यां भवदीयतां स्वयम् ॥**
**कृपयैव अनन्य भोग्यतां भगवन् भक्तिमयि प्रयच्छमे ॥**

**अवबोधितवान्** જ્ઞાનવાન્ **इमां** આવો **यथा** જેમ કર્યો **मयि** મ્હારામાં **नित्यां भवदीयता** આપની **स्वयम्** પોતે **कृपयैव** કૃપા વડેજ **अनन्य भोग्यतां** હે **भगवान्** **भक्तिमयि** ભક્તિ પણ **प्रयच्छ** આપો **मे** મને

**અર્થ**—જે રીતે હું સદા આપનોજ છઊ એવું જ્ઞાન આપે ઉપજાવ્યું તેમજ હે ભગવાન કેવળ કૃપા વડે આપની અનન્ય ભોગ્યતાવાળી ભક્તિ પણ મ્હારામાં પ્રકટાવો.

**વિવેચન**—પ્રભુની કૃપાથીજ આ સ્વરૂપજ્ઞાન શેષત્વનું ભાન થયું તેની સાફલ્યતા પ્રભુમાંજ પ્રેમ–અનન્ય–ભોગ્ય–બીજુ ભોગ્યજન લાગે–તેને માટેજ તેની ભક્તિ એ પણ પ્રભુ પ્રકટાવે ત્યારે થાય, કોઇ ઉપાયાંતર કરતા હશે મ્હારે તો–કેવળ કૃપા એજ અવલંબન છે. અર્થાત્ આપે આપથીજ કરવાનું છે. અધ હઠાડશો, સ્વરૂપ નો સ્વાદ ચખાડશો, કે અનન્ય ભોગ્યતા એની મેળે આવશે. કે ભક્તિ બનીજ છે. કાંઇ લાવવી કરવી નહી પડે કરાઇ જવાશે. પણ કુંચી કૃષ્ણજીને હાથ છે. "માગણી કયા ક્રમે શું શું કરવી અમારૂ શું શું થવું જોઇએ, તે ચહી કહીએ છીયે. જ્ઞાનપુંઠ ભક્તિ પણ જેમ શેષત્વ પારતંત્ર્યનું જ્ઞાન આનંદથી અનુસધાન તેમજ ઇતરભોગ માત્ર તુચ્છજ ગણી સદાસારૂ અનન્ય ભક્તિની ઇચ્છા માગણી યાચના છે તેતો ભગવાન છે એટલે ધાર્યું કરવા સર્વથા સર્વદા સમર્થ છેજ તેની વારેવાર છે.

### હરિગીત છંદ.

જેવી રીતે આ નિરંતરની આપની પરતંત્રતા  
આપેજ મુજ માંહે પ્રકાશીત કરી છે તેમજ સદા.  
મનમાં ન ઉપજે અન્ય વિષયે ભોગ્યતા બુદ્ધિ કયમે.  
ભગવાન કરૂણાથીજ એવી અનન્ય ભક્તિ દ્યો મને.

### પદ. "મન મોહન."

માગું ભક્તિ અનન્ય ત્હમારી, મ્હારા વ્હાલા શ્રી વેંકટવિહારી  
માગ્યું આપો છો કાપો એ વિઘ્નો, એથી આશા આ ઉચ્ચારી. માગું  
સ્વરૂપને અનુરૂપજ એ છે, માગે છે સહુ સુવિચારી. ,,  
આપને પણ પ્રિય એજ છે પ્રિયતમ, એમ ઉચરે નરનારી. ,,

ક્યાંક મળી પણ ટળી નથી ભ્રાંતિ, શાંતિ ન રહે મન ધરી. „
એ વિણ સ્વાદ આલ્હાદ ન આવે, લાગે ન લગની મુરારી. „
માગ્યા કરીશ મરીશ ત્યાં સુધી, એજ ગતિ દ્રઢ ધરી. „
કેવળ કરૂણા પર અનુ આશ્રય, કરે શું યુક્તિ ભીખારી.

---

## ગજલ ભૈરવી.

બીજાનાં જ્ઞાનને ભક્તિ રતિનત્ર જોઇએ મ્હારે,
બીજાનું ધ્યાન આસક્તિ પતિના જોઇએ મારે.
બીજાનું જ્ઞાન તે અજ્ઞાન અંત હેરાન કરે,
ઉઠે તોફાન એથી અતી–રતિના
બીજાની ઓળખાણો લ્હાણો તો દીનચાર ચાલે,
થતી મ્હોંકાણ અંત નડતી. રતિના.
બીજાં ધન ધામની ધુમ ધામ માંહે વયવિતાડે,
અંતે દે ઠુમો તજી ધૃતી. રતિના.
બીજાં ધર્મો કર્મોના મર્મો મે લહ્યા છે પુરા,
માગ્યું ભોગવવું કે ગયું પતિ. „
બીજા નૃપ દેવ રૂપીની સેવામાં નવ ખુસી માનુ,
સહુની અંત એક ગતિ. „
વખાણુ મહાન ખાનને પાન ગાન અનેક સ્થળનાં.
બધાં પલકમાં જાય પતિ. „
શિખે વિદ્યા વિવિધ સિદ્ધિ સમૃદ્ધિ મેળવે છે,
બધી અંતે વૃથા જ કૃતિ. „
સાધે છે યોગ છોડી ભોગવને વિયોગ વેઠી,
કઠણુ આકરી એવી કૃતિ. „
ચહ્યું કે ચાલ થાય ઉપાય શક્તિ જ્ઞાન આપી,
મુકી એવાની શરણાગતિ. „

અનુપદ લાગવું ને માગવું એનુંજ સેવન, ,,
એ વીણુની અન્ય મતિ કે કૃતિ. ,,

બીજામાં ભોગ્યતા ઉપજવાનું કારણ સંગ છે તેથી ભગવતજન શિવાયનો સંગજનથાય તો સત્યસંગ પ્રતાપે સહજ અનન્ય ભક્તિ પ્રાપ્ત થઇ જાય તેથી તે માગે છે.

**तव दास्य सुखैक संगिनां भवनेष्वापि कीट जन्ममें ॥**
**इतरावसथेषु मास्मभूदापिमे जन्म चतुर्मुखात्मना ॥**

**तव** તમારા **दास्य** દાસપણુાના **सुखैक** એક સુખના **सांगना भवनेषु** ભવનમાં **आपि** પણ **कीट** કીડાનો **जन्ममे** મારો જન્મ ભલે થાઓ **इतर** બીજાના **आवसथेषु** ધરમાં **मास्मभूत्** મત થાઓ. **अपिमे जन्म** મ્હારો જન્મ પણુ **चतुर्मुखात्मना** બ્રહ્માારૂપે પણુ

**અર્થ**—તમારા દાસત્વનાજ સુખના સંગીના ભુવનમાં મ્હારો કીટનો પણુ જન્મ હોજો પરંતુ બીજાના ધરમાં મ્હારો બ્રહ્માારૂપે જન્મ પણ ન થાઓ.

**વિવેચન**—અનન્ય ભોગ્યતાની માગણીતે બકવું નથી. મનથી ચાહવું છે ને તેથીજ બે જન્મ કીટને બ્રહ્મા પ્રાકૃત ભોગના નમુના મુકી બેમાં કીટને પસંદ કરે છે ને તે બ્રહ્માના જન્મના મુકાબલામાં, કારણુ બેમાં તારતમ્ય પ્રાકૃત ભોગનુજ છે તે પૂરા થયે બેઊ સમાન, તે નશ્વર છે. પણુ શ્રી હરીના દાસત્વનુંજ સુખ તે અનશ્વર છે તે જેમના ધરમાં હોય ત્યાં ક્ષુદ્ર તરીકે પણુ નિવાસ માગવો તે એટલાજ સારૂ કે તેમના સંગ પ્રભાવે ત્યાં દાસત્વનુંજ સુખ મળે. કીટ બ્રહ્મા કહીને હલકાઇ વડાઇ પ્રાકૃત સુખની કહી છે મુદો હરી જનનો સંગ ને હરી વિમુખનો સંગ એ છે. મૂળ કીંમત તેની છે. પ્રાકૃત સુખ તે પર કુરબાન છે એ સાર છે.

### હરીગીત.

જે આપના દાસત્વ સુખનાજ સંગી થઇ રહ્યા,
તેના ભુવનમાં કીટનો પણુ જન્મ મ્હારો હો અહા !

પણ ત્હમારી ભક્તિ રહિતના ઇતર જનને ઘેરતો,
સાક્ષાત બ્રહ્માને દરજે પણ ન મ્હારો જન્મ હો.

પદ. "આપણે છે હાથ" એ રાગ.

આપો સતસંગ ઇશ આપો સતસંગ,
લાગે જેનો રંગ ઇશ આપો. ટેક.
સંતે તે આપજ વસતા જેમને અંગ,
તેજ ચર મંદિર તમારાં છે શ્રીરંગ. આપો.
સત તે ત્હમારી વાતો વદે સઉમંગ,
સુણતાં ઉપજે ઉર માંહે ઊછરંગ. ,,
સત તે ત્હમારા પામે પુનિત પ્રસંગ,
ત્હેમાં વસે થાય ત્હેવા પુનિતજ ઢંગ ,,
સત તે ત્હમારી પ્રસાદીયો નવરંગ,
આવે ઉપભોગે વાળે અધોનો એ ખંગ. ,,
સત તે ત્હમારા દાસ સંત શુચી ગંગ,
દરસ પરસે કરે દોષ કોશ ભંગ.
અસતથી ભલે કરાવો સતત જંગ,
સતના સ્વાદને સારૂ રાખો ભલે તંગ.
ખાન પાન માનશું ભૂલાવે ન અનંગ,
અનુને લગાડો જો ત્હમારો સત્યરંગ.

---

પદ. રાગ કાફી.

કેમ બનશે અમારે ત્હમારે, રહેવું ન રહેવું સંસારે. કેમ.
હાલ તો બેઉ રહ્યાંજ છીએને રહેશું મરણ લગીહારે,
પછી જવું ક્યાં અને થવું શું એ નથી તમને વિચારે,
ન અમને એ વિસરે લગારે. કેમ.
મરતાં સુધી ખાઇપી લીધું તે ખરૂં, એજ છે ઇષ્ટ તમારે.

મરવા પછી મળવાની તજવીજ,
કરવી તમામ પ્રકારે; ચલાવી લેવું આ ઠારે. કેમ.
પ્રાકૃત ભોગના યોગજ વ્હાવા, પ્રયત્ન એજ ત્હમારે,
પ્રાકૃત ભોગ બને તેમ ઓછા,
સોચવા દોષ વધારે, છેકજ છોડવા મન ધારે. કેમ.
રાજા શ્રીમંત વેપારીને વૈદ્યો, મીત્ર સહાયો ત્હમારે,
સંત શુચી ભગવંતના ભાવિક,
એના ગ્રંથો વિચારે, ચાહીયે રહેવું એની હારે. કેમ.
ગોઠ ગમત રમતને મંમત, પરપંચાત ત્હમારે,
ઉત્સવતીર્થ ક્ષેત્ર એકાંતે, સુખે ધ્યાન ગિરધારે,
જીભે જપ સ્તોત્રો ઉચ્ચારે. કેમ.
ચાહો તમે તનને તેનાં સંગી, સાધનપર રહે પ્યારે,
સંતને શ્રીવર ઉપર ચાહત જગથી જીવ પરવારે,
ઝંખે જાઉં વૈકુંઠ ક્યારે. કેમ.
ત્હમે ત્હમારૂં અમે અમારૂં, કરીયે રહી સ્થળ ન્યારે,
અનેક આશ ત્હમારે અંતુ એકજ આશ અમારે,
ક્યારે રમાકંથ સ્વીકારે. કેમ.

જેમ અવૈશ્નવ પ્રસંગજ ન હોજો તેમ શ્રી વૈશ્નવનો પ્રસંગજ હોજો પણ તે કેવા?

**सकृत्त्वदाकार विलोकनाशया तृणी कृतानुत्तम भुक्ति मुक्तिभिः ॥**
**महात्मभि र्मामवलोकतां नय क्षणेऽपि ते यद्विरहोऽति दुःसहः ॥**

**सकृत** એકવાર **त्वत्** ત્હારા **आकार** ને **विलोकन** કરવાની **आशया** આશાવડે **तृणीकृत** તૃણવત ગણ્યું છે જેમણે **उत्तम मुक्ति भुक्तिभिः** ઉત્તમ ભોગને મોક્ષ તેવા **महात्मभिः** મહાત્માઓ **माम** મને **अवलोकतां** જોઇ શકે મ્હારાપર તેમની કૃપાદ્રષ્ટી પડે ત્યાં **नय** લઇ જાઓ **क्षणापि** ક્ષણ પણ જેમને **ते** ત્હારા **यत्** જે **विरह** તે **दुःसह** છે.

**અર્થ**—સ્પષ્ટ છે.

**વિવેચન**—સાચા મહાત્મા તે એજ જે એકવારની ઝાંખી સારૂ બ્રહ્માનું પદને કૈવલ્ય મુક્તિ પણ ઘોળી કરે, કારણ તે એકવાર સાક્ષાતકાર પામી જાય, તો પછી તો પૂરાજ થઇ જાય એવા તૈયાર થયેલ એટલે સદા શ્રી હરિ સાથે લાગેલાજ જેમને ક્ષણ પણ દુસહ વિયોગ, તેવા મહાત્માની દ્રષ્ટી થાય તો તે જરૂર પ્રભુને રૂબરૂજ પ્રાર્થના કરી અમારૂં ઠેકાણું પાડી દે પ્રભુ મળવા કઠણ પણ પ્રભુને મળેલા મળી શકે. તેવાની કૃપાદ્રષ્ટીમાં મુંકવા એ પાછું શ્રી હરિ વશ છે સત્સંગમાં શોધતાં છેવટ એવા સાચાને શરણે જવું જેથી ભક્તિ જ્ઞાન પાત્રતા બધું થાય.

## હરિગીત.

જે એકવાર તહમારૂં દર્શન થવાની આશા થકી,
તૃણવત્ જાણે છે શ્રેષ્ટ એવી ભુક્તિ ને મુક્તિ લગી.
ને જે તમારો ક્ષણે પણ ન વિયોગ સહી સકતા રતી,
લઇ જાઓ મુજને મહાત્મા એવા તણી દ્રષ્ટી પ્રતી.

### પદ. 'બતાદે સખી' એ રાગ.

અમારી એક અરજ સુણો ભગવાન,
શ્રીવર કરૂણા નિધાન. અમારી એક. ટેક.
ચાહત છે મળવાની તમને, હામ નથી રળવાની અમને,
છીયે જમનાં મહેમાન. અમારી એક.
અમથી તો ન બન્યું નહિ બનશે, ભવમાં ક્યાં સુધી જીવ ભમશે;
શે સમશે તોફાન. અમારી એક.
જ્ઞાન મેળવ્યું કામ ન લાગ્યું, સ્થાન તહમારૂં દીસે અતિ આઘું;
રહ્યાં છઇએ હેરાન. અમારી એક.
એક ઉપાય સુઝયો કે સુઝાડયો, એથી વળશે સાચો દહાડો,
શ્રૂતિ સ્મૃતિ છે પ્રમાણ. અમારી એક.

બાપ આપના વ્હાલા જન જે; ગણે આપને જીવ જીવન જે,
તેને ભેટાડો શ્રીમાન્. અમારી એક.
એ દયાળુની થાશે દ્રષ્ટી, સઘ સમૂળી જાશે કષ્ટી,
કરશે સ્વબળે સમાન. અમારી એક.
મ્હારે શોધે કેમે ન જડશે, આપે ચહ્યું કે ઝટ સાંપડશે,
યોગ મેળવો એ મહાન્. અમારી એક.
આ તનથી એવાથી મળાશે, એથી ભવની ભાવટ જાશે,
માગું અનંત એ દાન. અમારી એક.

---

## ગરબી.

જે ધણીને લાગે કામ, તે સાર્થક સાચું,
જે સ્વીકાર કરે શ્રીરામ, તે સાર્થક સાચું,
જડચર સઘળી વસ્તુ એની એ સહુ ઘાટ બનાવે રે.
સાચો હેતુ એમાં એક એને કામે આવે. તે સાર્થક સાચું.
બીજાને સોંપતા સજીને તે પણ પોતા સારૂં રે,
જેમ ઠરાવ્યું તેમ વાપરે, થવા પતિને પ્યારૂં. તે સાર્થક સાચું.
વધુ સમજ ને સત્તા વધતી પાત્ર જાણીને દીધી રે,
કુપાત્ર તે કેમે ન નીવડે, વાટ ન મૂકે ચીધી. તે સાર્થક સાચું.
વધુ ઘટુ જીવ કરી શકે છે સારૂં માઠું જાતે રે,
સારૂં સદા, ન માઠું કદીએ, કરે જાય દીન રાતે. તે સાર્થક સાચું.
ખુદની મરજી ગણવી ખોટી, ખુદનો ખોટો દાવો રે,
પતિ રાખે તેમ રાજી રહીને, ચલવે તેમ ચલાવો. તે સાર્થક સાચું.
પોતા સારૂ નથી કદીએ તેમ ન બીજા માટે રે,
ભૂલાવે તોએ ન ભૂલતાં જાવું સીધી વાટે. તે સાર્થક સાચું.
એને પંથ વિચરતાં નિર્ભય નૃપ દેવથી ન ડરવું રે,
એની આજ્ઞા એજ પરમ ફળ ઇષ્ટ અન્ય નવ કરવું. તે સાર્થક સાચું.

અહિં અગવડ અલ્પે નહિ આવે, ઇચ્છિત ફળ ઉપજાવે રે,
આપ ભોગવે ઇશ પ્રસાદી ઊભય લોકમાં ફાવે. તે સાર્થક સાચું.
એનું માને એ રહે રક્ષક, બદલો પણ એ આપે રે,
અનંત ફળો પામશો અંતે અનંત પતિ પ્રતાપે. તે સાર્થક સાચું.

જે જે ઇષ્ટ તે ક્રમે માગી લીધું તેમ, થશે તો તેવાજ મહાત્મા થવાશે. પછી શું કરવાનું ! અથવા ઈષ્ટ તો મળશે કાંઇ અનિષ્ટ પણ છે જેનું નિવારણ થવાની જરૂરત છે ! છે, પ્રભુનું છે, પ્રભુને અર્પ્યું, તો હવે તે તમામ પ્રભુનાજ કામમાં લાગવું જોઇએ. ઈતર માટે જે વપરાય એજ અનિષ્ટ—જે ચોરી થાય તેનું ફળ હાની, માટે તેમ ન થવા થોડામાં બધું કહી દે છે.

**न देहं न प्राणान्न च सुखमशेषाभिलषितं,**
**न चात्मानं नान्यत् किमपि तव शेषत्व विभवात् ।**
**बहिर्भूतं नाथ ! क्षणमपि सहे यातु शतधा,**
**विनाशं तत्सत्यं मधुमथन ! विज्ञापन मिदम् ॥**

**न देह न प्राणान्** પ્રાણો **मच सुखम् ( न ) अशेष अभिलषितं न च आत्मा न अन्यत्** બીજુ **किमपि** કંઇ પણ **तव शेषत्व विभवात्** તારા શેષત્વના વિભવથી **बहिर्भूतं नाथ ! क्षणमापि** ક્ષણ પણ **सहे** સહેવું **यातु** થાઓ **शतधा** સેંકડો રીતે **विनाशं तत्** તે **सत्य हे मधुमथन विज्ञापनम्** વિનંતિ **इदम्** આ.

**અર્થ**—હે મધુમથન ! આ મારી સત્ય વિનંતિ છે કે જો આપના શેષત્વ ( દાસપણાના ) ભાવથી આપના વૈભવથી ( ઉપયોગથી કહો ) ક્ષણ પણ મ્હારો દેહ પ્રાણો સુખો ઇચ્છીત, મ્હારો આત્મા ને બીજુ જે કાંઇ હો તે—બાહિર મુખ રહે ( આપના ઉપયોગ વિના રહે ) તો તેનો હે નાથ ! સેંકડો રીતે નાશ થઇ જજો.

બધું પ્રભુનું છે પણ મને સોંપ્યું છે, જીવને પણ જ્ઞાન ખોલી દેહમાં રાખ્યો છે, તેથી જાણવું, ચાહવું, કરવું, એ તો બનશેજ, તે તે પ્રભુ માટેજ બનવું જોઇએ, છતાં જો બીજા માટે બીજી રીતે થાય તો તે જે "કરણ" કરે તેનો નાશ થાઓ. કરે તો જીવ તેનો પણ નાશ—અર્થાત્ જ્ઞાનનું આવરણ થાઓ. કારણ એથીજ આ હાલ થયા છે પોતા માટે ગણ્યામાંજ પીડા આવી છે. તેવું હવે રંચે ન થવું જોઇએ. મ્હારૂં અભિલષિત પણ બીજું હવે નજ હોવું જોઇએ એ રીતે સર્વ કારણસહ આત્મા શ્રીહરિ સારૂ સતત વપરાય તો તેને શુદ્ધ થતાં પ્રભુનો અનુભવ મળતાં શું વાર ! બલકે અનુભવીને પણ જે કરવાનું તેજ મળી ગયું. અજ્ઞાન હઠ કે સ્વાદ આવે, એટલો જ વાંધો રહે.

## હરિગીત છંદ.

તન પ્રાણ સુખ ઇચ્છીત સકળ આત્મા સુધાનાં સરવ કો,
જો ક્ષણે તવ શેષત્વ વિભવ થકી બહીરમુખ થાય તો;
તે હું નહિં સહી સકું છે આ સત્ય મુજ વિજ્ઞાપના,
હે મધુમથન કરજો તમે તેનો વિનાશ સહસ્રધા.

## ગરબી.

મ્હારૂં કરજો તમામ તવ કારણે જો,
વ્હાલા વેંકટેશ જાણી ત્હારે વારણે જો. મ્હારૂં.
તને જાણ્યો જાગ્યો છે પ્રેમ ત્યારથી જો,
લાગ્યો સ્નેહ ત્હારો વિણ સ્વારથી જો; ”
જાચીયે શું તું આપ ઉદાર છે જો,
જેનું જોઇ તેનો તુંજ દેનાર છે જો. ”
અભિમાન ખાલી અંતરમાં આણીયે જો,
તું નિભાવે તેથીજ બધું માણીયે જો;
કૃપા કીધે જતાં નથી થાકતા જો,

દીન ઉપર અધિક દયા દાખતા જો;
ત્હારે સારૂ જીવણજી છે જાતડી જો,
ક્યારે ઠારીશ મળીને મીઠા છાતડી જો.
મીઠી લાગે છે વ્હાલા ત્હારી વાતડી જો,
આજ સુધી બુદ્ધિ ઊંધી અતી નડી જો;
હવે પળ નવ ફોકટ ગુમાવજે જો,
તને મને ધને તુજમાં લગાવજે જો;
ગમે ત્યારે ગોવિંદજી ભલે મળો જો,
અનું નું "હું મ્હારૂં" હાલથી ટળો જો. મ્હારૂં.

---

## લાવણી.

પાપનો તો પ્રભુજી નથી પાર, આપનો છે પૂરો આધાર,
જાતથી તો છઊં થયો ખવાર, નાથ છો સમર્થ સુધારનાર;
અશુચી કરી નાંખ્યું છે મન અંગ, શુચી કરી સકશે ત્હારો.સંગ,
કીધા છે અપરાધો તો અગાધ, માફ કરતાં તમને નથી બાધ;

મ્હારી કૃતિ વિચારતાં, ઉરે ઉપજતો ત્રાસ,
ત્હારી શક્તિ રીતી સ્મરતાં, સદ્ય પ્રકટતી આશ.

નથી દેખતો યદિ હું કદી, સમજું છું તું દેખે છે પતિ,
કરણ વિણ મ્હારાથી નવ થાય, કરે તું તે જે જ્યારે ચાહ્ય;
કૃતી વિણ ફળ ન મેળવી શકું, કૃપાથી સ્હેજે સુખમાં છકું,
કર્યાનું અંત નાશફળ લહું, અપાર તને કહે સૂણો સહુ;
માગણીઓ મ્હારી નથી વિણ સંબંધ દેવ,
સ્વામી છો સ્વાભાવિક સેવક ચહીયે શ્રીપદ સેવ;
ટેવ અમને તો ઊંધી પડી રહ્યાં હાથેકીચડમાં સડી,
કુસંગીનો લાગ્યો છે રંગ, બધી રીતે ભુડા છે ઢંગ;
દેવ તુજ દ્રષ્ટી જરીએ થશે, કષ્ટી સઘળી તે ક્ષણથી જશે,

આજ તન મનસહુ મ્હારી શ્રેય, લાગશે મનને આ જગ હેય.
પ્રાકૃત મૂળે દુઃખે ભર્યું, ક્ષણિક અતૃપ્તીકાર,
દીવ્ય ત્હમારૂં સહુ વિધ સારૂં, ભોગવતાં નવ પાર;
સુઝાડ્યું છે તો ચહીશું અંત, બતાવ્યો છે તો ગૃહીશું પંથ,
માગવી પળે પળે તવ સ્હાય, તમે તો થાઓ છોજ ઉપાય;
ક્યાં મ્હારૂં ખોટાપણું, ક્યા ત્હારૂં બળ બાપ,
પળમાં પળશે અધને રળશે, અનંત કૃપા પ્રતાપ;
તજી ભય ધારૂં હૃદયે હામ, સકામ થવા અનુ કરૂં પ્રણામ.

કહેવું તો ઠીક છે પણ અનાદિની ટેવ, પૂર્વનાં અસંખ્ય પાપ, તે સાફ થવા માટે શું ઉપાય ? ઉપાય બીજો છેજ નહી, બધી રીતે પ્રભુ છે તેના પ્રકાર છે. પાપની સફાઇ માટે પાપ ગણાવીને કહે છે કે એ અનિષ્ટ નિવૃતિનો ઉપાય તો મને જણાયો છે તે મ્હારે કરવો જ તે પર ફળનો આધાર છે.

दुरन्तस्यानादेरपरि हरणीयस्य महतो,
निहीना चारोऽहंनृपशुरशुभस्याऽस्पदमपि
दया सिंधो बंधो निरवधिक वात्सल्यजलधे,
तवस्मारं स्मारं गुणगणमितीच्छामि गतभीः

**दुरंत** દૂર છે અંત **अस्य** આનો **अनादि अपरी हरणीय** ન તજી શકાય એવા **महत** મ્હોટા **निहीन** નીચ **आचार** વાળો **अहं** હું **नृपशु** પશુ જેવો નર **अशुभस्य** અશુભનું **आस्पद** ધર છું **अपि** તોપણ **दयासिंधो** હે દયાસિંધુ હે **बंधु निरवधिक वात्सल्य** ના **उदधि** સાગર **तव** ત્હારા **स्मारं** **स्मरण** કરીને **गुणगण इति इच्छामि** એ રીતે ચાહું છું **गताभिः** ભય વગરનો થવાને.

**અર્થ**—જેનો અંત નથી કારણ જે અનાદીથી ન ટાળી સકાય એવા મહા નિંચ આચારવાળો હું નર પશુ ને અશુભનું ઘર છતાં

પણ હે દયાસિંધુ, બંધુ, નિરવધિક વાત્સલ્યના સાગર ત્હારા ગુણગણ સ્મરી સ્મરીને હું નિર્ભય થવાને ચાહું છું.

**વિવેચન**—જીવ અનાદીથી પ્રકૃતીથી લાગેલ અજ્ઞાનીજ છે. એટલે તેના આચાર અયોગ્યજ હોય કયારથી, તે કાળ નથી એટલે તેવા આચાર અનંતજ થયા ને તેથી તેને થતે ટાળતાં પણ અનંત કાળ જોઈએ. એટલે કે " અપરી હરણીય " જતે થયા. તે તો જૂની વાતો પણ હાલે નીચ આચારવાળો કારણ નર પશુ, આહાર મૈથુનાદીમાંજ રત, તેથી પણ વધીને પશુને તો પાપ ન લાગે હું તો અશુભનું ઘર છું તેવો હાલ પર્યંત છઊં, પણ તેથી મ્હારે માથે કેટલું કરજ છે ને તે ભોગવતાં વધારે થાય તે પણ ભોગવતાં કેવું સહેવું પડે એનો વિચાર આવ્યો તે સાથેજ ત્હમારો વિચારે આવ્યો છે. તમે દયાના સિંધુ છો એટલે તેદોષ માફ કરો તેવા છો, બંધુ છો, નવા ન થવા દેવા સહાયકારી રહો તેવા છો, ને તેમ છતાં અનાદીની ટેવ ટળતાં વાર થતાં સુધી અણજાણે પ્રમાદ વા આલસથી–ગફ્લતથી–થઇ જાય તો વાત્સલ્ય ગુણના તો સાગર છો એટલે એ બધાનો જો મને પણ લાભ આપો તો મ્હારે સાફ થતાં વાર નહિ લાગે, ભય ધરવા કારણ ન રહે, ને તે આશાથી ત્હમારા તે તે ગુણોનું સ્મરણ કરૂં છું. પ્રાર્થન કરૂં છું કે એ ગુણોનો મને લાભ આપી મ્હારા સ્વરૂપને લાગેલી અનિષ્ટની નિવૃત્તિ કરો.

### હરિગીત.

નર પશુ રે જેવો દુરાચારી અનાદિ અનિવાર્ય. ગણ,  
એવા અશુભ મ્હોટા તણું આ સ્પદ છઊં હું તોય પણ,  
હે દયાસિંધો બંધુ હે વાત્સલ્ય જલ અનહદ નિધિ;  
સમરી સમરી તવ ગુણગણો બનવા અભય ઇચ્છા કીધી.

### પદ. " માઢ " રાગ.

રીઝો રંગપતિ આ રંકપર રાખી શ્રીવર ત્હારી આશ,

રાખી શ્રીવર ત્હારી આશ, ભાખી છે અરજી શ્રીનિવાસ.
રીઝો રંગપતિ—ટેક.

પાપી પૂરો છઊં તે સમજ્યો, માટે માગું માફ,
મથુ વૃથા શીદ બની નહિ સકું મ્હારી કૃતિથી સાફ;
છે ઇનસાફ તણો તો ત્રાસ. રાખી.
અંગ નઠારૂં સંગ નઠારો, તેવા મળે પ્રસંગ,
જંગ કરી હું કયાંથી ઝીતું, થાઊં તુરત મન ભંગ;
મુજબળથી તો પામીશ નાશ. રાખી.
સહુ દુષ્કૃતિમાં એકજ સુકૃતિ, પતિ પરખાયા આપ,
વરતાયા છે ગુણગણુ ત્હારા પ્યારા અમિત પ્રતાપ,
ત્રિતાપના ઔષધ સુખ રાશરે. રાખી.
નામ ત્હમારા સહુ અઘહારી, મન હારી તવ રૂપ,
ધ્યાન ત્હમારૂં પાવનકારી વિશુદ્ધ કરે સ્વરૂપ,
છઇએ મૂળે બેઊ અવિનાશ. રાખી.
બંધ ઉપર સંબંધ ભીતર છે, બંધ ક્ષણિક તું નિત્ય,
ઉપરનું ઉપરથી ટાળી ભર ભીતર તુજ પીત,
અનંત સેવ થવા વશી પાસ. રાખી. શ્રીવર ત્હારી આશ.

---

પદ. " સજન મુખડા " એ રાગ.

મુખે પ્રભુ બોલી દીધુ રે, સેવ દેવ સહુવિધ દ્યો નિત પ્રીત સહ—છે સીધુંરે.
કરૂ તનની સેવ, ગણું ધન છે દેવ, છે જનની સેવ કરવાની ટેવ.
તે સહુ છૂટવી અવશ્ય મેવ છે શિષ્ટે ચિંધ્યું રે. મુખે પ્રભુ બોલી દીધું રે.
જરી માંદો થાઊં કે હું ઘભરાઊં, ધનહીન થાઊં તો તો શું ખાઊં !
જન હીન થાઊં તો જાઊં કયાં હાં ઉર રહે છે બીધુંરે. મુખે પ્રભુ બોલી દીધુંરે
ચહુ તનમાં વાસ જીવવાની આશ, પ્રકૃતિપાશનો ન ચહું નાશ.
સ્વપ્રકાશ થવું તે પણ કયાંથી ! તે પછી સુખ સિંધુયે. મુખે પ્રભુ

ત્રણ તાપ છેજ મરવું પડશેજ, અહિનું સઘળું અળગું થશેજ,
છે એજ વિચાર–ચરણ શરણું તેથી મૂળ–શ્રીધુંરે–મુખે પ્રભુ.
જવું એકલાજ ત્યાં છે સમાજ સહુ સુખના ભાજ સહુ કરે કાજ.
એ ભવિષ્યની લાલચ રાખી મળવા મન કીધુંરે. ,, ,,
કરવા ન દોષ ધરવો સંતોષ, કોઈ પીડે તો એ ન કરવો રોશ,
નવ બને પ્રથમ પગલું પુરૂં વિષ છે બહુ પીધુંરે, મુખે પ્રભુ.
ઘડી બકી જાઉં ઉર છકી જાઉં,બન્યુ કાર્ય માની હરખી એ જાઉં.
પણ પરખી જાઉં હૃદય પાછું નથી પ્રેમે વિંધ્યું રે.–મુખે પ્રભુ.
અનુ નિર ઉપાય વિણ વિધિ ન્હાય એથી ઇચ્છીત તે કયાંથી થાય !
પકડયા છે પાય પુની જગતરાય, જાણે દિનબંધુરે મુખે પ્રભુ બોલી દીધુંરે.

દુષ્ટ મન સુધારવાનો ઉપાય પ્રભુના ગુણગણનું સ્મરણ છે પણ તે એકચિતે એકપ્રીતે એક રીતે નિત્યે બનવું જોઇએના ! લીલું લાકડું દેવતામાં લાગ્યું રહે તો કાળે કરીને તેની ભીનાશ જઇ ગરમ થઇ તેમાં અગ્નિ પ્રવેશે તેમ આ મન શુદ્ધ થવાને મનનો મેલાપ બન્યો રહેવો જોઈએ તેવું પણ મ્હારાથી નથી થતું, ત્યારે શું થાય છે, તે કહે છે ને તેથી શું થવું તે પ્રભુથી ચહે છે અનિષ્ટ નિવૃત્તિનો ઉપાય પણ પૂરો થવામાં અનિષ્ટ છે તે દૂર થવું જોઇએજ.

अनिच्छन्नंप्येवं यदि पुनरपि च्छान्निव रज ।
स्तम इछन्नश्छन्न स्तुति वचन भंगीमरचयम् ।।
तथापीत्थंरुपं वचनमवलं ब्यापि कृपया ।
त्वमेवैवंभूतं धरणीधरमे शिक्षय मनः ।।

अनिच्छन् ન ઇચ્છેલ अपि एव એવું છતાં यदि पुनः વળી ફરી इति इच्छन् इव એવું ઇચ્છતો હોય તેમ रज तम થી छन्न ઢંકાએલ छन्न કપટ स्तुति वचन भंगीम् બનાવટ अरचयम् હું રચું છું तथापि इत्थं रुपं એવા પ્રકારનાં वचनम् વચનને અ-

**वलं व्यापि** અવલંબીને પણ **कृपया** કૃપા વડે **त्वमेवम्** તમે જ **एवं भूत** એહેવું **धरणीधर मे** મ્હારા **शिक्षय** શીખવો સુધારો **मन.**

**અર્થ**—નથી ઇચ્છતો છતાં જાણે ઇચ્છતો દોઉં તેવી એટલે રજ તમ—ની ઢંકાયલી હોવાથી કપટ સ્તુતિ વચનની રચના આ કરી છે તથાપિ એ પ્રકારના વચનને આધારે કૃપા કરીને હે ધરણીધર તમે મ્હારા મનને ત્હેવું તૈયાર કરો.–( સાચુ કરો. )

**વિવેચન**—"મ્હારૂ ઇચ્છેલ પણ ત્હમારા શેષત્વ વગરનું હોતો તેવા મ્હારા તન મનના સેંકડો ટુકડા થાઓ. ત્હમારા ગુણુ ગણુજ સ્મરી તરીશ. કારણુ મહા દુષ્ટ છઉ તે મટી નિર્ભય થવા ચાહું છું" આદિ સ્તોત્રમાં છંદમાં રચનામાં તો કહ્યું પરંતુ મન તેવુંજ તૈયાર નથી થયું હજી બીજી ચાહત; બીજું કરે છતાં તે નાશ ન પામે એમ મનોભાવ આદિ છે છતાં વચનમાંજ પરમ સાત્વિક વેશ છે પણ અંત હૃદયનો ઉદ્દેશ એજ છે ને તેથી આવી સ્તુતિના આધારે ખોટાને ખરૂ કરી નાખો. આપ મ્હારૂ મન તેવુંજ બનાવી નાખો જેવાં વચન છે. એવી મ્હારી ચાહત વિનંતિ છે આપ જગનો બોજો સહો છો તો મ્હારો ભાર કોણુ મ્હોટી વાત છે ! પણ મને પુરો સુધારો.

### હરિગીત છંદ.

ઇચ્છયું નહિં મે–તોએ એવું ઇચ્છિનારા સમ થઇ,
રજતમ સહિત કપટે રચ્યું સ્તુતિ વચન એ શૈલી ગ્રહી.
તોપણુ અહો ધરણીધર એવાં વચનના નિમિત્તથી,
એવું હૃદય મ્હારૂં કરી લ્યો સુધારી કરૂણાવકી

### પદ કાલીંગડો.

તરવું ત્રિવિક્રમા નહિ બને મ્હારાથી રે. ટેક.
જાત તપાસી રહ્યો વિમાશી,ભાસી કૃતિયો બહુ ઘાતી રે. નહિ બને.
**રજતમમય** મન તેવુંજ વરતન, વચન વદું ભભકાથી રે; ,,
ઇચ્છા થઇ છે ઓથ ગ્રહી છે, છતાં ન મટયો ઉતપાતી રે. ,,

પળ પળ ચાલે ફરી એજ હાલે, સાલે છે એજ દીનરાતી રે. „
નિજ બળ આલો રજતમ ટાળો, સ્વામી સંભાળો કરૂણાથી રે; „
મન થયું સાચું ફરી ફરી યાચું, ચાલે બીજી તો ના પંચાતી રે. „
રીઝો રંગ પ્યારા દેવ દયાધારા, અનંતપતિ સત્ય સાથી રે. „

## લાવણી.

• હરિ ખરી વાત જાણી છાની, વધામણી જીવતરમાં એવી અવર નથી જાણી;
પીતાજી પુત્ર છઊ ત્હારો, પીતા ગણ્યા તે વીત્યા સ્વાભાવિક તુજ ખરો મ્હારો.
ભલે છે કોટી અંડસ્વામી, એક દેહ દીધી તેમાં પણ રહે અંતરયામી;
ભલે વૈકુંઠ વિશે મ્હાલે, રાતદિવસ રગરગ કરૂણાળુ તન તુજથી ચાલે.
ભલે સેવા લેતો સઘળી, મને જોઈતી તમામ વસ્તુ ત્હારાથીજ મળી;
ભલે ધ્યાને એ ન જણાતો, સંગ રહે ને ઢંગ સુધારે સદા શ્રેય ચ્હાતો.
સ્વભાવ સુધા સ્નેહી સારો, ભૂલૂં વંકું તોપણ તું તો કરેજ ઉપકારો;
ચહ્યું તું કરી શકે પળમાં, વિણ સાધને ગમે તે સમયે ત્હેવું તે સ્થળમાં.
પૂર્ણ છે સ્વતંત્ર તું સ્વામી, તોપણ સોંપ્યું સરવે—કરવા—હોંશ ધરે સ્હામી;
અનુ જાણી ચૂકયો નક્કી, લાભ લઊ સહુવિધ ત્હારો એ વાત કરી પક્કી.

એવા કહેવા ચ્હાવા ઉપરથી પ્રભુ મન સુધારશે એ વિચારને દ્રઢ કરે છે. તેમાં ઘણા સબબો છે તેને અમારે અનેકવિધ સ્વભાવ સિદ્ધ સંબંધ છે, કયા કયા તે ગણાવે છે ને તેથી તેને ગળે પડે છે.

**पितात्वं मातात्वं दयितं तनयस्त्वं प्रिय सुहृत् ।**
**त्वमेवत्वं मित्रं गुरुरसि गतिश्चासि जगताम् ॥**
**त्वदीय स्त्वद्भृत्य स्तव परिजन स्त्वगद्गतिरहं ।**
**प्रपन्नश्चैवं सत्यह मपि तवै वास्मिहि भरः ॥**

**पितात्वं** તમે **मातात्व दयित** પ્રિયા **तनय** પુત્ર **सत्वं प्रिय सुहृत त्वमेव** તમેજ **त्वामित्र गुरुः रसि** ગુરૂ છો **गतिःच असि**

ને ગતિ છો **जगताम्** જગતની **त्वदीय** ત્હમારા છીયે **स्त्वत् भृत्य तव परिजन** સેવક **त्वत् गति अहं** તું મ્હારી ગતિ **अहं प्रपन्न** હું પ્રપન છું **एवंसति** દાસ હોઇને **अहंमपि** હું પણ **तवैव** તું પર **अस्मिहिभर** હું ભાર મૂકનાર છું.

**અર્થ**—તું પિતા માતા પ્રિયા પુત્ર સુહૃદ તુંજ મીત્ર ગુરૂ છે ગતિ છે જગતની, હું ત્હારો દાસ છું સેવક છું તું ગતિ છે હું ત્હારો શરણાગત છઉં ને તેથીજ મ્હારો ભાર ત્હારાપર છે.—

**વિવેચન**—સાચો પિતા બધા જન્મમાં પ્રભુ તેમ શ્રેયકર પણ એજ, જે પિતાનું ખરૂં કામ છે. તેજ રીતે માતા "પ્રિયકર" ગમતું કરી આપવું પાળવું પોષવું લાડ કરવું પ્રિયાનો સંતોષ પવિત્ર પ્રેમ દાખવનાર,—ને પુત્ર તરફથી સદા તારનાર સુહૃદ પ્રિયતો વગર કહે ચહે ઓળખે છેજ મિત્ર નિત્ય હૃદયમાં સાથી ગુપ્ત પણ જાણે, ગુરૂ બોધ દાતાને અંતગતિ જગતની ખરી એજ છે. એનાથી શિખી બીજા થાય તે ગુરૂ નહી પણ ચેલાને અંતગતિ તો બીજા કોઇ થઈ શકતાજ નથી. આટલા જગત માત્ર સાથે સહુ ચેતન દેહધારી સાથે પ્રભુને સદાના સંબંધ છે તે અમે નવા જાણીએ પણ પ્રભુ તો તે સંબંધ પાળે છેજ. વિશેષમાં હવે મેં તેનાજ થવું ચહ્યું સ્વીકાર્યું એટલે દાસપણું કબુલ્યું, જેથી પોષકનો ભાર તેને માથે થયોજ. તેમ પરિજન થવા ચાહ્યું એટલે સેવા આપવા તેને યોગ્ય કરવા પણ તેને માથે બોજ આવ્યો, બાકી સાકી જે સુધરવું રહ્યું તે તમામ માટે પ્રપન્નને તે તેનેજ ગતિ ગણીને, એટલે બીજું પ્રયોજન નહી, તેથી તે પોતા માટે ને પોતાના આશ્રિત—શરણાગતનો ભાર વહે છે, એમ શાસ્ત્રશિષ્ટના કથનથી સિદ્ધ થયું છે, એટલે આ કહેવું ચાહવું બધું બનશે પાર પડશેજ નિર્ભાર થવાશેજ.

### હરિગીત.

તું પિતા તું માતા તનય તું પ્રિયા સુહૃદે તુંજ છે;

તું મિત્ર તુ ગુરૂને ગતિ તું જગત માત્ર તણીજ છે,
ને હું તથા તારો છઊં તુજ ભૃત્ય પરિજન તું ગતિ;
વળી શરણુ પણુ છઊં તેથી મ્હારી ફિકર સોંપી છે બધી.

પદ. " આ સ્વાર્થી જગતમાં ખરેખરૂં સુખ આલનાર " એ રાગ.

જાણી ચૂકયો છું જગજીવન સંબંધ સુવિધ ત્હારો,
સંબંધ સુવિધ ત્હારો રે સગો છ તુજ સત્ય મ્હારો. જાણી
સગાં અનેક અનેક રીતે પણુ મૂળ છઉં ન્યારો,
તું તો સ્વરૂપની પણુ ભીતર, અલગ ન થાનારો. જાણી.
સગાં મળે તે ટળે બળે તન, કે, આવ્યો આરો,
તું તો જનમ્યા–પ્રથમને પછી સાથે રહેનારો. જાણી.
સગાં દુખો જોઇ થાય દુખી પાર પડે ન વિચારો,
તું ચાહે તેમ થાય ! નક્કી બધા ફેરફારો. જાણી.
સ્વાર્થી અંત ઠરે સંસારી લોભી લાચારો,
વિના સ્વાર્થ સહુનું સરખું તું શ્રેયજ ચાહનારો. જાણી.
સત્તા, શક્તિ, સહુ ભોગવે ત્હારાં નરનારો,
સર્વ શક્તિ સત્તાના સ્વામી પૂરણુ તું પ્યારો. જાણી.
ભૂલોને ભૂલે દોષોને નાદીલ ધરનારો,
સંભારે તેને ત્યાં દેતો સદ્ય સંધીયારો. જાણી.
લાગ્યો ભલે મહા ભાગ્યે આ ભવસાગર ખારો,
ભાગ્યો ભ્રમ જાગ્યો ઠીક લાગ્યો, પ્રિય કામણુગારો. જાણી.
સદા સહુ વિધ તું મ્હારો ને હું અનંત ત્હારો,
આપો એજ અનુભવ નિશદીન, આવે દુઃખ આરો.

---

પદ. " રતનાર " એ રાગ.

હરિ હા કેવો છું કુચાલી,
અણુમોલી તકો એળે ગાળી. હરિ હા !

પૂરવ જન્મનાં પુણ્યે આપે, ઊત્તમ દેહ આ આલી,
શોખ્યો કુળ ધર્મો તો એ પણ, શકયો પુરા નહિં પાળી. હરિ.
થયા શુચિ સંસ્કારો તેને શકયો નહિં સંભાળી,
દયા કરી દાખવી ગુરૂએ, વાટ શકયો નહીં ઝાલી. હરિ.
મંત્ર મળ્યા ને અર્થ રળ્યા પણ વાત વિષયની વ્હાલી,
અનુષ્ટાન એથી ન બન્યું ને શકયો નહીં મળ ટાળી. હરિ.
જેવું ચહ્યું તેવી કીધી ઝટ તાતે તો રખવાળી,
વિષનો કીડો રહ્યો વિષયમાં, શકયો ન શુચી સુખ મ્હાલી. હરિ.
વીતીને પાછું વીસારે, જાય હાલ વય ચાલી,
જો એમજ પુરી થઈ તો છે અંતે હાલ હવાલી. હરિ.
મ્હારી વાત મુંકું બાજુ પર સ્મરણ વડીલનું આલી,
એના બ્હાનાથી કરૂં અરજી જરૂર ન જશે ઠાલી. હરિ.
ન એમનો અપયશ થાવાને, પુણ્ય એમનાં આલી,
અનંતને શ્રીવર ઊદ્ધારો કહું છું નીચું ઘાલી. હરિ.

એ બધા સંબંધ ઉપરાંત દેહ સંબંધ ગુરૂ સંબંધ મ્હારે જાતે પ્રત્યક્ષ કેવો થયો છે તે છતાં હું હજી કેવો રહ્યો ! એ વિચારથી સ્વરૂપસ્થિતિ તપાસતાં હજી નિરાશા મટતી નથી. ફિકર સોંપી છે કહ્યું પણ પ્રભુએ સ્વીકારી નથી લાગતી–તેથી તે માટે પુકાર છે.

जनित्वाहं वंशेमहति जगति ख्यात यशसां
शुचीनां युक्तानां गुण पुरुषतत्व स्थिाति विदाम्
निसर्गादेव त्वश्चरण कमलै कांत मनसा
मधोंध पापात्मा शरणद निमज्जामि तमसि ॥

**जनित्वा** જન્મ પામીને **अहं** હું **वंशे** વંશમાં **महति** મોટા **जगति** જગતમાં **ख्यात यशसा** જેમનો યશખ્યાત છે એવા **शुचीनां** પવિત્ર **युक्तानां गुण पुरुष** ને **तत्वनी स्थिति** ने **विदाम्** જાણ-

નારના **निसर्गात्** સ્વાભાવિક **एव** જ **त्वत्** તમારા **चरणकमळ** માં **एकांत मनसाम्** મનવાળાનાં–છતાં **अधः अधः** નિચે નિચે **पापात्मा** એવો હે **शरण नाद देनारा** હું **निमज्जामि** ડુબું છું **तमसि** અંધકારમાં.

**અર્થ.**—જગતમાં મોટો વંશ, જેના યશની ખ્યાત છે, જે શુચિ સદ્‌ગુણ યુક્ત–ગુરૂ પુરૂષને તત્વ સ્થિતિના જ્ઞાતાને તમારા ચરણ કમળમાં જેમને મનવડે સ્વભાવિકજ એક લગની લાગી છે તેવા વંશ-માં જન્મ પામીને હે શરણ દેનારા! હું પાપાત્મા તમમાં નીચેનો નિચે ડુબતો જાઉં છું.

**વિવેચન.**—મ્હોટાના બ્હાંનાને આડું કરે છે તે ખરૂં છે, તે ખરા મોટા છે, બધીજ રીતે. પ્રથમ તો જગતમાં મોટો વંશ–કુલીન–પવિત્ર ગોત્રી, બ્રાહ્મણ, તેમણે સત્કર્મ પુણ્ય દાનાદિથી યશને ખ્યાત કરે તે સકામ ભાવથીજ કર્મ ન કરેલ પણ કર્મ યોગજ સાધેલ, એટલે તેથી તેમના મન શુચીને તે પાછા સદાચારસંપન્ન તેથી તત્વજ્ઞાની ગુણ એટલે ત્રિગુણ, પુરૂષને તત્વ, પરમતત્વ શ્રી હરિ તેમની સ્થિતીના બરાબર જ્ઞાત એટલે જ્ઞાન યોગનિષ્ટ, તેટલેથી બસ નહી પણ શ્રીહરિના ચરણકમળમાં અનન્ય ભાવ મનથીજ ને તે સ્વભાવ સિદ્ધજ એટલે અનેક જન્મના સુકૃતના ફળમાં સ્વભાવિક ભક્ત અનન્ય, બનતાંજપ્ર કેટલા એવાતો મ્હારા ગુરૂપુર્વાચારી તેમનો વંશજ તન સંબંધે કેજ્ઞાન સંબંધે ને તેમાં હું પાપાત્મા પેદા થયો, કે પાપાત્મા રહ્યો, તારનારના કુળમાં ડુબનારને હજી પાપેપાપ વધવાથી વધુ તમમાં ડુબું છું અજ્ઞાન વધે છે એટલું પ્રભુથી છેટું વધે છે ને તેથીજ શરણું માગું છું, આપનું અવલંબન એમનાં નામને વાપરી માગું છું આપતો શરણ દેનાર–સૌનાજ છો પણ મ્હારે ભય વધુ, તેમ એક જબર દલીલ પણ આ વધુ છે.

## હરિગીત.

વિખ્યાત વિશ્વે ખ્યાત છે શુચી સદાચારી છે તથા

છે ગુણ પુરૂષ તત્વજ્ઞ તુજપદકંજમાં ખૂંચ્યા સદા;
એવા મહાન કુલીન વંશે જન્મ પામી આ પળે,
શરણદ ! ડુબું છું તમ વિશે હું પાપી જાણું તળે તળે.

પદ. રાગ માઢ.

ડુબું છું દેવા હું તારો રે કીનારો ના દેખાય,
હરિ કીનારોના દેખાય;
જીવડો મ્હારો ઝોલાં ખાય, ડુબું છું દેવા હું તારોરે. ટેક.
કોના પુણ્ય પ્રતાપે જન્મ્યો કેવા કુળની માંહ્ય,
કયાં તેના મર્યાદા મૂકી, કેવી કીધી કાય;
કહેતાં એ સેવક શરમાય રે. કીનારો.
સમજ્યો છું સ્થિતિ ને સંકટ પણ, મોહ તજ્યો ન તજાય,
દ્રોહ ઊઠે ઊર વારેવારે, લોહ બેડી લેખાય;
કર પદે બંધન, કેમ તરાયરે. કીનારો.
હતા પૂર્વના ઉપર બોજા, વધ્યા વધુ હજી જાય,
હોંશ અવરના ઉપાડવા ત્યાં;
ખુદના કેમ મૂંકાય, શાંતિથી શું થાય ઉપાયરે, „
વિષયોને વશ હજી રહ્યો તે, અહીં તહીં દોરી જાય,
ઘુમાવે ઘુમરીમાં નાંખી, આ ડુબી મુજ કાય;
એમજ કઇક સમય સમજાય રે. „
સહુને સહુની લાગી શ્રાવર, કોણ કરે ત્યાં સ્હાય,
સમજાવ્યો તેનું ન સાંભળ્યું, જાળ ગુંથી પથ માંહ્ય;
ડગડગ તેમાં દીન ફસાયરે. „
આવી રહેશે એમજ અવધી, ટુટી જાશે કાય,
નાવ ડુબ્યું પુઠેથી અંતુ નક્કી નહિં તરાય,
જળ ફરી વગરોરાર જગરાયરે. કીનારો.

પદ. રાગપીલું

સાચું ભાખું છું શ્રી સ્વામી કુણું દિવસે દિવસ વિશેષ,
કુણું દિવસે દિવસ વિશેષ,
સમજી વધતો થાતો ક્લેશ. સાચું ભાખું છું.
નતો સમજતો ત્યાં સુધી તો હતો પશુ સમમૂઢ,
સમજુએ સમજાવ્યો ત્યાંથી સમજ્યો છું આ ગૂઢ. સા૦
ઉપાય સમજ્યો પણ નવ એકે મુજથી કરી શકાય,
અસંખ્ય ભવની ટેવ પડી તે સહેજે શે છોડાય. સાચું.
અનેક ટેવો આડી આવે કયાંથી ફાવે જ્ઞાન,
વિષયો દીઠા કે ભૂલાવે ઉપજાવે તોફાન. સાચું.
મ્હાવું સુધું કરવુ ઊંધું ફળ વધુ ઊંધું થાય,
છુટયાને સાટે બંધાવું, એમ ન પાર પડાય. „
કુસંગનો ઝટ રંગ લાગતાં ઢંગ બન્યા બેહાલ,
હજી પાપ કયાં પડતાં મૂકું, ધર્મે તો વાચાળ. „
વિઘ્નો આડે શુદ્ધ ભજન કર્યાં. સેવન પણ તે રીત;
ખરેખરૂં તો વર્તન મ્હારૂં સમસ્ત છે વિપરીત. „
ઊંધાં કામોનાં ફળ ઊંધાં, થાવો ઊચિત વિનાશ;
ઓળખ થઇ આપની રહે છે, એજ હૃદયમાં આશ.
ચહો તમે તે કરી શકોછો, કહ્યું ધરી વિશ્વાશ;
કેવળ કરૂણાથી કમળાવર કરો અનુને દાસ.

પાપમાં "કુણુછું" કહેલ છે તે શેમાં શી રીતે તે બોલે છે કે મ્હારી મૂળ સ્થિતિ આ છે—

**अमर्यादः क्षुद्रश्चल मति रसूया प्रसवभूः**
**कृतघ्नो दुर्मानी स्मरपरवशो वंचन परः**
**नृशंसः पापिष्टः कथमहमितो दुःख जलधे**
**रपारादुत्तिर्ण स्तव परिचरेयं चरणयोः ?**

**अमर्याद-क्षुद्र, चलमति, असूया** અદેખાઇની **प्रसवम्** જ-ન્મભૂમિ, **कृतघ्न** દુર્માની, **स्मरपरवश** કામપરાધીન **वचनपर** અ-ડાઠગ **नृशंस क्रूरप्राविष्ट** એવો **कथमुअहं** કેમહું **इतो दुःख जल छे:** આ દુખસાગર **अपारात्** અપારથી **उत्तीर्ण** તરીશને **तव** તારા **परिचये** પરિચર્યા કરીશ **चरणयोः** ચરણોની.

**અર્થ—**સ્પષ્ટ છે.

**વિવેચન.**—અમર્યાદ-શાસ્ત્ર પ્રમાણે ન ચાલનાર, શિષ્ટોને ન ગાંઠનાર, ક્ષુદ્ર, ઉપાય કરવાની ન શક્તિ ન શ્રમ લેઉં, ચળમતિ કરવા ચહું તોપણ પાછી બુદ્ધિ તેજ કાયમ ન રહે, પોતે ન કરીને બીજા કરનારાઓની અસૂયાજ કર્યા કરનાર, તેમાં તે લોકોનો ઉપકાર હો તો પણ અથવા બીજાનું બુડું કરૂં તો તેમાં ઉપકારી હો તો તેને પણ ન છોડું, પોતાને ક્રોધ વા લોભ હોવો જોઇએ પછી જુવો મજા! ને તેમ છતાં દુર્માની ખોટું માન રાખનારા મ્હારી વાત જાય! મને હ-લકો કહે! " કામપરવશ " પ્રસંગ આવે-તેવુંજ, પોત પરખાઇ જાય ને તેવા ગોટા ઢાંકવા " વંચકતા " પણ પૂરી, તેમાં કોઇ વિઘ્ન કરે તો ક્રૂરજ બનું: એટલે પછી પાપીષ્ટપણામાં શું બાકી ને તેમ છતાં ઇચ્છા તો આપના ચરણસેવનનીજ છે જે પરમ સાત્વિકોજ કરી શકે છે! એટલે આપ સુધારશો તોજ સુધરાશે, આપ વિના સાગરને મ્હારાથી તો પાર પડાય તેમ છેજ નહી, એવી પોતાની કાર્પણ્યતા પ્રભુને દરશાવે છે.

### હરિગીત.

છઉં અમર્યાદ, ક્ષુદ્ર, ચલમતિ, જન્મભૂ ઇર્ષાતણી;
છઉં કૃતઘ્ની, દુર્માની, નિશદિન કામવશ શઠ અગ્રણી.
હું ઘાતકી પાપીષ્ટ એવો રે હરે તે કયમ કરી;
પામીશ તુજ પદ સેવ આવો, દુખ જળધિ અનહદ તરી.

## ભેરવી.

પ્રભુ! પ્રબળ આ પાપી કેમ તરે, ફોગ સમરે ને ડરે.
પ્રબળ આ પાપી કેમ તરે. ટેક.
જાત જાતનાં રાત અને દિન હજીયે કીધાં કરે. પ્રબળ આ
ટેવ પડી તે નડે ઘડી ઘડી, વિષય જોઇ વિફરે ,,
પળમાં સકળ કમાણી પ્રજાળે, પછી શોચે શું સરે ,,
જ્ઞાન ન કામ ન કામ સુ સંગતિ, રંગ સ્હામામાં ભરે. ,,
ઢંગજ બની ગયા બહુ ઊંધા, શે સહજે સુધરે. ,,
એકજ આશ અનંત પતિની, એને અરજ ઊચરે. પ્રબળ આ.

---

**૫૯.** હૈયાના ફુટયા હરીસંગ હેત ન કીધું. એ રાગ

સીતાપતિ મ્હારો તો સઘળું સહુ થાશે.
ક્ષમા નિધિને ઇતી દયાતણી જાણી આણી આશેરે. સીતાપતિ.
પ્રભુની પ્રભુના પ્રથમ પીછાની પડવું પદની પાસે,
તે તો કીધું શરણું લીધું, સોંપી દીધું,
બધું વિશ્વાસે રે. સીતાપતિ મ્હારો.
જાણે સઘળી જુક્તિ કરવી, સમર્થ છે સ્વપ્રકાશે,
જવું આવવું એ નથી પડતું, પોતે પ્રસર્યો ચહુ પાસેરે. સી.
વ્હારે ચઢવા વાર થાય, એવું અજ્ઞાને ભાસે;
નહિ નકામી પલકે ગાળે, ભમરભાગે સમજાશે રે. સીતા.
કહ્યા ચહ્યાવિણ અન્ય કશું એ, અમથી નહિં કરશે;
સ્મરણ બન્યું રાખશે સદાતો, વ્હાલો વીસારી ન જાશે રે.
પરચા પેખ્યા છે અનેક વિધ, પુરાણુને ઇતિહાસે,
મ્હારા જેવા કઇને તાર્યો, પ્યારાએ વિશ્વનિવાસે સી.
નવકુટીલતામે મૂકી પણ, નથી વિસર્યાં સુખરાશે;
કુળ બળે આણે ઠેકાણે, વારે વારે પડી વાસેરે. સી.

વળગાડ્યો તેમજ રહુ વળગ્યો, અળગો થાઊં ન ત્રાસે;
અનુ કરૂં હું પણ બનતું તો, અંતે પાર પડાશેરે. સી.

ગમે તેવો પાપી હોઇને પણ જો શરણ આવે તો પ્રભુ તારે છે એ પ્રભાવ સ્વભાવ સંભારે છે.

**रघुवर यदभूस्त्वं तादृशो वा यसस्य,**
**प्रणत इति दयालु यत्स्य चैद्यस्य कृष्णः**
**प्रतिभव मपराधु मुग्ध सायुज्यदोऽभू**
**र्वद किमपद माग स्तस्य ते स्तिक्षमायाः**

**रघुवर यत्** જે **अभूत** થયા **त्वं** તમે **तादृश** તેવા **वायसस्य** વાયસને **प्रणत** શરણુ આવેલ **इति** એ રીતે **दयालु यः** જે **चैद्यस्य** શિશુપાળના **कृष्ण, प्रतिभवम्** ભવોભવના **अपराध** અપરાધીને **मुग्ध ! सायुज्यदो** સાયુજ્ય દેનારા **अभूः** થયા **वद** કહો **किमपदमाग** કોણ નહીં. વિષય **तस्यते अस्ति क्षमाया** ત્હારી તે ક્ષમાના.

**અર્થ**—હે રઘુવર ! તેવા કાગડાને આપ શરણુ આવવાથી દયાળુ થયા, અને એવા શિશુપાળને તેના ભવોભાવના અપરાધ છતાં તેને સાયુજ્ય દેનારા થયા, એવા આપ ભોળા છો પછી તમારી ક્ષમાનો વિષય કોણ નહીં થાય !

**વિવેચન**—અનુમાનની વાત નથી પ્રમાણ, ને તે પણ ઇતિહાસ રૂપે, જગવિદિત બંને વૃતાંત છે, કે કાકરૂપ ધરનાર અસુર બુદ્ધિ ઈન્દ્રના પુત્ર જયંત–માતુશ્રીના ઉપર કુદ્રષ્ટી કરનાર થયો, તેના પર બ્રહ્માસ્ત્ર મુકેલ તેથી–ત્રાસીનાશી હારી છેવટ જખમારીને આપને શરણે આવ્યો તોપણ તેને આપે હે રઘુવર બચાવ્યો. તેને કંઇકાળ ગયા પછી કૃષ્ણાવતાર થયો તોપણ આપનો સ્વભાવ એનો એ જણાયો, તે શિશુપાળ જે ભવોભાવને શત્રુ પૂર્વ રાવણ તે પહેલાં હીરણ્ય કશીપુ, છતાં ને, સો ગાળો આપને દીધી તે જન્મનો એ દ્વેષી હતો, તોપણ તેને સર્વ સભા સમીપ આપનું સાયુજ્ય દેનારા એવા ભલા ભોળા

થયા, તો પછી સર્વના ઉપર આપતો ક્ષમાજ કરનારા છો એમ કેમ ન ઠર્યું ! તેમાંથી કોણ બાદ થઇ શકે ! અર્થાત્ મને પણ આપની ક્ષમાનો લાભ ગણુશેજ,

## હરિગીત.

રઘુવર તમે ગણી પ્રણત એવા કાગપર કરૂણા કરી,
ને ચૈદ્યના પ્રતિભવતણા અપરાધને પણ વીસરી;
દીધું પરમ પદ મુગ્ધ કૃષ્ણ તમારી એ અનહદ ક્ષમા,
તેનો વિષય નવ થાય એવું કોઇએ નવ છે, કદા.

## રાગ બીહાગ.

ભય હવે રાખું શીદ રતી હરિ તવ શરણ થઇને,
શીદ ડરૂં નડશે કુકૃતી. હરિ તવ ચરણ ગ્રહીને.
ત્હારાંજતન સાધને પામ્યો ખુદે તુજ વસ્તુ,
નવ હતી બીજાની કદી. હરિ તવ ચરણ ગ્રહીને.
બીજાં બધાં પણ મૂળ ત્હારાં તુંજ અંત ધણી,
ખાતાં બીજાં જાતાં પતિ. ,,
ભુલો અમારી સકળનું પણ મૂળ હુંપદ તે,
છોડયું તે કુપથ એ બીજ પતી. હરી
મ્હારૂં ગણી મુરખ બણી શીરભાર ધરી ફરતો,
સોંપ્યો તને ઠીક થઇ કૃતી. ,,
ત્હારાં હતાં ત્હારા થયાં ન્યારાં નહિ થાવા
પ્યારા થવા ઠીક થઇ મતી. ,,
તન ધન વિવિધ સામન ત્રિવિધ સોપણ, ફિકરવાળી
લે તેમ પીડ કમી થતી ,,
જે હોય તેનો સેવમાં વિનિયોગ કરવાનો,
ધુંચવણ વિધવિધ ગઇ બધી ,,
માન્યું મળ્યો દહાડો વળ્યો ને ફળ્યો જન્મ પ્રયાસ,

વિશ્વાસ સહ રાખું ધૃતી. „
અનુભવ થવો બાકી પૂરો તે પણ થયે જાતો,
મળી જે ગતિ થાવી હતી હરિનવ;
ચાલ્યાં કરૂં સાક્ષાત થાવા અનુદીનને રાત,
પંચાત અત્તર ગઇ પતી હરિનવ.

---

ગજલ. ખમાચ રાગ.

સુઝયું ભલૂ પ્રપંન થયો થઇ ગયો સ્વીકાર,
મ્હારો હવે ન લેશ રહ્યો. થઇ ગયો સ્વીકાર.
કલ્યાણ થાય તેમનું જેમણે સુઝાડયું, અજ્ઞાને આજ સુધી વહ્યો. „
કીધી નથી નવાઇ કે નવી સગાઇ એ, જેનો હતો તેનેજ ચહ્યો. „
પાસેજ વશે કલ્પ વૃક્ષ તે ન ઓળખી, હાથે કરી ત્રિતાપ સહ્યો. „
માતાપિતા પવિત્ર સ્નેહી સુહૃદ ગુરૂએ, સંબંધ સ્વાભાવિક લહ્યો. „
દીઠા મીઠા દયાળ વદે છો ન મુખે એ, છે ભેદ ભેદુઓ એ કહ્યો. „
આનંદનો અનુભવ ઊર આવવા લાગ્યો, જાણ્યું યથાર્થ જાગી ગયો. „
ભૂલાવશે, ફૂલાવશે કુસંગીયો કદી, રક્ષક સમર્થ શિર્ષ રહ્યો. „
લઇ જશે અંત અંતુને સ્વસ્થાને શ્રીપતિ, છે કોલ શ્રી મુખેએ કહ્યો. „

શાસ્ત્રમાં માત્ર દ્રષ્ટાંત નથી સર્વ સાધારણ સર્વકાળ સર્વનેજ સારૂ સતત સ્વરૂપ શ્રીહરિનાં સત્ય વચને છે તેનું સ્મરણ કરે છે. પ્રભુને તે સ્મરણ કરાવે છે !

**ननु प्रपन्न सकृदेव नाथ ! तवाह मस्मीति च याचमानः**
**तवानुकंप्य स्स्मरतः प्रतिज्ञा मदेक वर्जे किमिदं व्रतंते ॥**

ननु હવે **प्रपन्न सकृत्** એકવાર **एव** જ **नाथ तव** ત્હારો **अहम्** હું **अस्मि** છું **इति** એ રીતે **याचमानः** યાચના કરનાર **तव** ત્હારી **अनुकंप्य** કૃપાના પાત્ર **स्मरतः** સ્મરણઃ કરતાં **प्रतिज्ञा मत्** મને **एक** ને **वर्ज** છોડીને **किम्** શું **इदं** આ **व्रतं** વ્રત **ते** ત્હારૂં.

**અર્થ**—હવે એકવાર હે નાથ! તારે શરણુ થઇ આપનો છઊં એ પ્રમાણે યાચના કરનાર તમ્હારી કૃપાને પાત્ર થાય છે તેવી પ્રતિજ્ઞાને સંભારનાર આપે એક મને તજીને શું વ્રત કીધું છે.

**વિવેચન**—જે વેળા શ્રીવિભિષણુ સમુદ્રતીરે શ્રીરામ સ્વામીને શરણે આવ્યા તે વેળા સૌ મંડળીની નહિ ઇચ્છા છતાં શ્રીવિભિષણુનો સ્વીકાર કરતી વેળા પોતે આ રહસ્ય પ્રકટ કર્યું છે કે મ્હારે શરણે જે આવે તેને વિશ્વથી અભય દઊં એવું મ્હારૂ વ્રત છે ને તે એકજવાર શરણુ આવીને તમારો છઊં એમ યાચના કરે તો બસ છે. તે વચનમાં સર્વનો સમાવેશ થાય તેમાં મ્હારો કેમ નહિ? અથાત હું પણુ શરણુ આવ્યો છું, તેથી મ્હારૂં રક્ષણે થશેજ આપ આપની પ્રતિજ્ઞા તજેવા ભૂલો એવા નથીજ, ને તેથી એ વચનના આધારે નિર્ભય થાઊં છું કે અંતે નક્કી યથાકાળ યથાક્રમ સંપૂર્ણ શ્રેય થશેજ.

### હરિગીત.

નિજ પ્રતિજ્ઞાનું સ્મરણુ કરનારા અહો સ્વામી તમે,
જે એકવારે છું તમ્હારો એ રીતે યાચી અને;
શરણે થયો તે પર કૃપા શું નહી કરો પણુ પાળીને?
કે વ્રત ધર્યું છે આ તમે મુજ એકલાને ટાળીને.

### પદ. " રાગ સોરઠ "

નહીં નાથ મને તજી દેશો, ઊર રહ્યો નથી અંદેશોરે. નહિ નાથ ટેક.
આજ સુધીનો અનુભવ સમરૂં,લીધી તેમ સુધ લેશો રે. ,,
ભાર ઉપાડી મરૂં ભૂલથી, સોંપી દઊ તો વહેશો રે. ,,
અણુજાણ્યા અપરાધ હશે તે, દેવ દયા ધરી સહેશો રે. ,,
શ્રીપદ ભૂલી હું ભટકું પણુ, આપ અંતરમાં રહેશો રે. ,,
શરણુ લીધો સેવક કીધો છે, બદલાવી બહુ વેશો રે. ,,
અનુને સદા સુધારવા સ્વામી, આપ મતિમાં પેશો રે. નહીંનાથ.

૫૬. મીરાનું મન "એ રાગ.

"આચારી" એજ આશા છે અંત તણી,
જેથી જાણ્યા શ્રી કંથ ધણીરે. ટેક.
એણે આવી દયા દરસાવી કાઢી ધુંચો ઘણી.
સત્ય શ્રેયની સમજણ પાડી, પ્રેર્યો પ્રભુની ભણીરે. આચારી
સંસ્કારે શુચી કર્યો શરીરથી સંચિત દીધાં હણી,
ક્રીયમાણો સારૂ સેવાદઈ, રાખ્યો ન કોઇનો ઋણીરે. ,,
પ્રારબ્ધો ખુટયાં કે મળશે, શ્રી વૈકુંઠ મણી,
આપ આવી દેશો પહોંચાડી. ત્રૂટ રહી ન કણીરે.
અમસારૂ પ્રગટયા પાર્ષદવર, ઉપકારી અગ્રણી,
આદર્યું છે તે પુરૂં કરશે લાજ બહાનાની ગણીરે.
અનંત અંત નચંતજ એથી, અવશું સકું હણી
સ્વામી સારૂ જગના સ્વામી કરૂણા કરશે ધણીરે.

પ્રભુ સ્વીકારશે નક્કી પણ તે જાણ્યું આચાર્યદ્વારા; પ્રભુના તે પ્રતિનિધી અમારે માટે બોલતા પ્રભુ, એટલુંજ નહીં પણ તેના મન માં અમને તારવા ચોકસ વિચાર છે, ને તેમનું પ્રિય કરવું એ શ્રી હરિને ઇચ્છીત છે. કારણ અમારામાં ખામી છે પણ તે પૂર્ણ છે કે વા ! તે પૂર્વક કહે છે.

अकृत्रिमत्व च्चरणारविंद प्रेम प्रकर्षावधि मात्म वंतम् ।
पितामहं नाथमुनिं विलोक्य प्रसीद मद्वृत मचिंतयित्वा ॥

**अकृत्रिम** સ્વભાવિક **त्वत्** ત્હારા **चरणारविंद** માં **प्रेमप्रकर्ष** ની **अवधि** ને **मात्मवंत** એવા **पितामह नाथमुनि** ને **विलोक्य** જોઇને **प्रसीद** પ્રસન્ન થાઓ, **मत् वृतम्** મ્હારૂં વૃત **मचिंतयित्वा** ન વિચારપર લઇને.

**અર્થ**—આપના ચરણારવિંદમાં જેમને સ્વભાવિક પ્રેમ પ્રકર્ષની અવધિ હોઇને જે આત્મવંતે છે. તેવા મારા દાદા નાથ મુનિ સ્હામું જોઇને આપ મ્હારા વૃત્તનો વિચાર ન કરતાં રીઝો.

**વિવેચન**–પ્રભુના ચરણારવિંદમાં એટલે સાકાર સર્વેશ્વરના દાસભાવમાં પ્રેમ તે એવો ઊંચોને એટલો કે જેની સીમાનહિ તે જન્મથીજ, એટલે ઓછો થવા સંભવજ નથી. કોઇનો ચઢાવેલ રંગનથી પ્રકૃતિસિદ્ધ, ને તે પાછા આત્મજ્ઞાની કર્મજ્ઞાન ભક્તિ યોગથી સ્વસ્વરૂપ પર સ્વરૂપનો સાક્ષાતકાર કરીને અનન્ય ભક્તિનો અનુભવ સુદ્રઢ કરવાવાળા એટલે પ્રભુને તે ત્હેવાજ પ્યારાજ, જેમ પ્રલ્હાદજીના વંશમાં બાણાસુર સાંમો થયા છતાં રક્ષણ કર્યું તેમ સ્તોત્રકાર તેમના વંશમાં છે ને અમે પણ શિષ્ય પરંપરાએ ત્હેમના વંશમાં છીએ તેમના કહેવાયા છીએ તેમના બ્હાંનાથી પણ સ્વીકારો એ દલીલ સૌથી ચઢતી છે. આદીઅંત ગુરૂજ ગતિ જગતપ્રતિતો છે. અમારે પણ સ્તોત્ર કાર ગતિ છે. તો ત્હેમના પ્રીય પૂજ્ય તે અમારા થયાજ આરંભમાં તેમજ અંતમાં ત્હેમનું સ્મરણ સ્તવને છે. એ રીતે આચાર્ય સ્તુતિ સંપૂટ આ સ્તોત્ર છે. તેમનો ઉપયોગ પોતા માટેજ કરવાનો છે, એ દ્વારા પણ પામવા પ્રભુને તેમનું નિત્ય કૈંર્યજ, તે માટે કહે છે.

**હરિગીત.**

તવચરણ પંકજને વિશે નિષ્કપટ પ્રેમાધિકયની,
સીમા રૂપી છે ને વળી આત્મજ્ઞ છે એવા ગુણી;
મ્હારા પીતામહનાથમુની સ્હામું તમે જોઇને હરી,
થાજો પ્રસંન રમાપતિ મુજકૃતિ ના લક્ષ ધરી.

**પદ. "ત્હારૂં ભુવન ચર સાચુરે"**

અંત વિરામજ એ છે રે–રમાવર– અંત વિરામજ એ છે,
ત્હારી દિવ્ય મહીષીનો પથ, દાસ આશાથી ગ્રહે છે રે. રમાવર.
શેષ સુરી સહુ–સુરીનાયક સહ, શીઘ્ર એજ શીખવે છે રે,
એથી અન્ય તમામ ઉતરતું, સાત્વિક સહુ સમજે છે રે. રમાવર.

જે રૂપે અહીં આ સમજાવ્યું, મ્હારે માટે તું તે છે રે. ,,
એનો થયો થયો તે ત્હારો, એનું ચહ્યું તું કરે છે રે. ,,
આચાર્ય પરંપરા દ્વાર અનુ, શિષ્ પે ચરણમાં ધરે છે રે. રમાવર.

—કેવટ ગુરૂ પરંપરાને વંદન—

**પદ.** " આ શું નટવર " એ રાગ.

આદિ અંત આચાર્ય પદે પ્રણમું,
પદે પ્રણમું વિણ મદે પ્રણમું આદિ.
શ્રી પતિથી આરંભીને, નાથ યામુન મુનિ મધ્ય,
મારા ગુરૂ લગી બધી પંક્તિ દીવ્ય અવદ્ય;
મંગળ મૂરતીમાં પ્રીતી પૂરતી, ધરી સ્મરી સુહ્રૃદ પ્રણમું.

**ગરબી**—એ સહુના અવતાર છે અમ સારૂ રે,
કલીના મલ હરવા કાજ, લે શ્રમ ચારૂ રે.

**સખી—**દિવ્ય સહુ લેખાય છે, લક્ષ્મીવર અંશ,
સદ્ ભાગ્યે છે સાપડ્યો અનુને એ ગુરૂ વંશ
શ્રી નિવાસ સ્વામી શ્રીશૈલ કુળ, ચરણ કમળની હદે પ્રણમું. આદિ.

ઇતિ શ્રીરંગમ્. સંવત ૧૯૬૫ પોષ વદી ૩ શનીવાર. વૈકુંઠોત્સવ.

ના. ૯—૧—૯.